नारायण नारायण नारायण.

શ્રી

# ભજન સાગર

આ ચોપડી હરીજનોમાં વીના મુલ્યે વાંટવા માટે શેઠ દામોદર ઠાકરસી મુળજીની ધર્મપત્ની બાઈ નાથીબાઈ તરફથી છપાવવામાં આવી છે.

આવૃતી ત્રીજી.

મુંબઈ;

ચંદનવાડી નંબર—૧૪૧ વાળાં મકાનમાં

"મુંબઈ વર્તમાન" છાપાખાનામાં

છાપી પ્રગટ કરશું છે

સવંત ૧૯૬૩.    સને ૧૯૦૬ ઇસ્વી.

## મહાત્મા ગાયછેઃ—

( રાગ—ક્ષત્રિ કલંક )

અમેભજીએછીએ ભગવાન—આવીબેસોઅમારીપાસેરે.
તેમાં તમને નથી નુકસાન—આવીબેસોઅમારીપાસેરે.
મળી ભાગમાં કરીએ વેપાર—આવીબેસોઅમારીપાસેરે.
તેમાં ખોટ નથી તલભાર—આવીબેસોઅમારીપાસેરે.
પુરો પ્રેમ ધરી કરી ઉર—આવીબેસોઅમારીપાસેરે.
જાવું હોયે હરિની હજુર—આવીબેસોઅમારીપાસેરે.
કરી લેવું જો હોયે કલ્યાણ—આવીબેસોઅમારીપાસેરે.
રૂડો રીઝવવો હોયે રામ—આવીબેસોઅમારીપાસેરે.
કહેછે જાદવ નથી બુરૂં કામ—આવીબેસોઅમારીપાસેરે.
ભલું કરશે તમારૂ ભગવાન—આવીબેસોઅમારીપાસેરે.

---



બાઈ નાથીબાઈ.

તે સ્વર્ગવાસી શેઠ દામોદર ઠાકરશી મુલજીનાં ધર્મપત્ની.

श्री

# ભજન સાગર

असितगिरिसमं स्यात् कज्जलं सिंधुपात्रे
सुरतरुवरशाखालेखिनी पत्रमूर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं
तदपि तव गुणानामीश पारं न याति ॥१॥

અર્થઃ—

નીલગીરી પર્વતના જેટલી સાહી હોય, મહા
સાગર જેવડો ખડીયો હોય, સર્વે દેવતાઈ
ઝાડોની કલમ બનાવી હોય, પૃથ્વીના
પડજેવડો કાગળ હોય, અને સર્વથી
સરસમાં સરસ લખવાવાળી શા-
રદા સદાકાળ લખ્યા કરે, તો
પણ, હે ઈશ્વર! ત્હારા
ગુણનો પાર આવે
નહીં.

ત્રીજી આવૃત્તિ    નકલ ૧૫૦૦૦

હે
પ્રભુ ?
તમે એક
છો, અખંડ છો,
અનંત છો, વ્યાપક છો,
નિર્વિકાર છો, સર્વાધાર છો,
સકળ વિશ્વના સ્વામી છો અને
સર્વ શકિતમાન છો. તમે સર્વ ગુણોના
નિધિ છો, તમે દયાના સાગર છો, અને તમે
અધમ ઉદ્ધારણ છો. તમારો મહિમા અગાધ
છે, તમારૂં ડહાપણ અપાર છે, તમે રાજાઓના રાજા
તથા દેવોના પણ દેવ છો, અને તમારી અકળ ગતિનો
કોઈ પાર પામી શકતું નથી. હે મહા મંગળકારી
અખંડ સત્ ચિદાનંદ પરમ કૃપાળુ પવિત્ર પિતા
મહાન ઇશ્વર! તમારા એવા ગુણો ને
મ્હોટાઈમાં મ્હારૂં મન લય કરવા
માટે અને તમારી સત્ય સેવા કર-
વાને ખાતર શુદ્ધ અંતઃકર-
ણના પ્રેમથી માનપુર્વક
હજારો હજારવાર
દંડવત પ્રણામ
કરૂં
છું.

ॐ

# परमात्मने नमः

## સત્સંગ વિષે.

### ૧

મહાપદ લાધ્યુંરે જેને, બીજા સાધન ન રહ્યા તેને.
સહજ સમાધીરે લાગી, અનુભવ જ્યોતિ નિરંતર જાગી.
અનહદ વાજાંરે વાજે, પરણુવ અરણુવ લેહેરે ગાજે.
ગંગા જમનારે વહેછે, તરવેણીમાં તાલ મળેછે.
જન ત્યાં આવેરે ઝાઝા, ત્યાં છે સકળ તીરથનો રાજા.
દેવ મુનીનારે મેળો, ભાવિક સંઘ થાય છે ભેળો.
અક્ષય વટછેરે એમાં, વિશ્વપતિનો વાસો તેમાં.
તે તીરથમાંરે ન્હાશે, કાગ મટીને હંસજ થાશે.
પિંડજ તેમાંરે ધરશે, એકોત્તર શત કુળ તો તરશે.
નિર્મળ થાશેરે કાયા, પ્રેમ પ્રયાગ વિશે જે ન્હાયા.
સત પુરૂષોનીરે સંગે, છોટમ ન્હાયો પરમ ઉમંગે.

૨

સુખ કહ્યું ન જાય સત્સંગનું રે,
આઠે અંગમાં આનંદ થાય-સુખ૦
અડસઠ તીરથ એને સૌ આંગણે રે,
સત્સંગેથી ભેળાં થાય-સુખ૦
એ સુખ ઈંદ્રના લોકથી અધિકછે રે,
વૈકુંઠથી વધતું જાય-સુખ૦
એ સુખ બ્રહ્માના લોકથી ભારે ઘણું રે,
એતો વેદ પુરાણે વંચાય-સુખ૦
મહેતો નરસિંહ એમાં તો એમ ભણે રે,
એતો ઓળખાવે અવિનાશ-સુખ૦

૩

જેને ન કીયો સત્સંગ જનમ ધરી,
જેને ન કીયો સત્સંગરે. ( ટેક )
તાકો કેવલ પશુ કરી માનો ( ૨ )
જદપી મનુષ્યકો અંગરે ( ૨ )-જેને૦

કા ભયો પાટ પીતાંબર પહેરણુ
ચ્હડવે હસ્તી તુરંગરે; (૨)
તામેં કા બડાઈ પાયો (૨)
ફુલ્યો હૃદય ઉમંગરે (૨)-જેને૦
આહાર નિદ્રા ભય કરતોરે મૈથુન
લાગો વિષયકો રંગરે; (૨)
ચેતત નાહીં બડા હે મુરખ (૨)
કાલ કરેગો ભંગરે (૨)-જેને૦
નિર્મળ ચિત્ત કરી કબહું ન નાયો
સંત સ્વરૂપી ગંગરે; (૨)
કહે દેવો કેસે કરી પાવે (૨)
પુરણુ પદ અભંગરે (૨)-જેને૦

૪

સંતો અમે વહેવારીયા, શ્રી રામનામના રે (ટેક)
વેપારી આવે છે બધા ગામ ગામનારે—સંતો૦
અમારૂં વસાણુ સંતો, સૌ કોને ભાવે (૨)
અઢારે વરણુ જેને હોરવાને આવે—સંતો૦

લાખ કરોડે લેખા નહી ને પાર વિનાની પુંજી (૨)
હોરનું હાયરો હારી લેજો કસ્તુરીછે સોંગી—સંતો૦
આવરો ને ખાતાવહીમાં, લક્ષ્મીવરનું નામ (૨)
ચિઠ્ઠીમાં ચતુરભુજ લખીયા નરસિંહાનું કામ—સંતો૦

૫

જેને ઘેર હરિજન હરિજશ ગાય, તે તો નિત્ય ગંગામાં નાય (૨)
અડસઠ તીરથ ગુરૂને આંગણે (૨) દૂર ગયે શું થાય—જે.
ધ્રુવ નાહ્યા પ્રહ્લાદ નાહ્યા, હેતે નાહ્યા હનુમાન (૨)
પ્રીત કરી પરીક્ષીત નાહ્યા (૨) જોગી શુકદેવ જાણુ—જે.
સાધુ સંત મળી ધારણ બાંધ્યું, જ્ઞાન ગંગા તો લાય (૨)
જપતપ તીરથ જેડે આવ્યા (૨) તેમાં સર્વ સાધન મળી જાય-જે.
જ્ઞાન ગંગાનો મહિમા મોટો, મુખે કહ્યો નવ જાય (૨)
ભલે મળ્યા મેતા નરસિંહના સ્વામી હેતે હરિના ગુણ ગાય-જે.

## ગુરૂ વિશે.

૬

હરિગુણ બાર બાર ગાતાં, પ્રભુ ગુણ બાર બાર ગાતાં(ટેક)
ગુરૂકી કૃપા દ્રષ્ટિ રંગ છાંઈ, હરિગુણ બારબાર ગાતાં-
આસન બાંધી સુરતી સાંધી, ભ્રકુટીમેં ધ્યાન લગાય-હ૦
કૃષ્ણમોરારીજેણેઓઢીકામલકાળી,અહીમેરેમનભાય-હ૦
જાદવ ગુરૂકી કૃપા ભઇ, તો નાચત વૈકુંઠ જાય-હ૦

૭

સદગુરૂના તે શબ્દ વિચારતાં (૨)
મટે માયા મોહ વિકાર-હરિરસ પીજીયે.
બાળી ભસ્મ કરે બીજી વાસના(૨)
ઉર પ્રગટે પ્રેમ અપાર—હરિરસ૦
એવો અજર અમી રસ જે પીયે(૨)
તેહના નેણા વેણા પલટાય—હરિરસ૦
લાગી બ્રહ્મ ખુમારી ન ઉતરે (૨)
સુખ મુખે કહયું નવ જાય—હરિરસ૦

તેને સંભવ નથી રે શરીરનો (૨)
થયો આતમ દૃષ્ટે ઉઘાડ—હરિરસ૦
મરજીવો થઇ હરિને મળે (૨)
ગળે જ્ઞાન હિમાળે હાડ—હરિરસ૦
બ્રહ્મ જ્ઞાને ગગનવત થઇ રહે (૨)
જેમ કુંભ મહા જળ માંહે—હરિરસ૦
કૃષ્ણ પોતામાં પોતે શ્રીકૃષ્ણમાં(૨)
કૃષ્ણ વિના ન દીસે કાંઈ—હરિરસ૦
જઈ સરિતા સાગરમાં ભળે, (૨)
તેહનું નામ નદી ટળી જાય—હરિરસ૦
કહે પ્રીતમ સદગુરૂ સેવતાં, (૨)
ટળે અંતર એક રસ થાય—હરિરસ૦

૮

સદગુરૂએ અમને મારેલછેરે શબદુંના બાણ;
એક રામને ભજીલ્યો નિરવાણરે—સદ૦
દિલ્લીપતિ બાદશાહે હુવા અજવાળારે (૨)
દાણીરો માગેછે તેના દાણરે—સદ૦

કુટુંબ કબીલાની કુડી કુડી માયારે (૨)
સાચું નારાયણનું નામરે——સદ૦
કહે રવિદાસ સંતો ભાણ પરતાપેરે (૨)
મટી ગઇ ચોરાશી કેરી ખાણરે——સદ૦

## ઇશ્વર સ્વરૂપ વિષે.

### ઇશ્વર સૌથી મોટા છે.

૯

તું અગાધ પરબ્રહ્મ નિરંજન, કો અબ તોહીં લહેરે;
અજર અમર અવિગત અવિનાશી, કૌન રહનિરહેરે-તું.
બ્રહ્માદિક સનકાદિક નારદ, શેષ હું અગમ કહેરે,
સુંદરદાસ બુદ્ધિ અતિ થોરી, કૈસેં તોહીં ગ્રહેરે—તું૦

૧૦

તું અગાધ, તું અગાધ, તું અગાધ દેવા;
નિગમ નેતિ નેતિ કહે, જાને નહિ ભેવા—તું૦
બ્રહ્માદિક વિષ્ણુ શંકર, શેષ હું બખાને;
આદિ અંત મધ્ય તુમહિં, કોઉ નહીં જાને-તું૦

સનકાદિક નારદાદિક, શારદાદિક ગાવે;
સુરનર મુનિજન ગંધર્વ, કોઉ નહીં પાવે —તું૦
સાધ બિચ થકિત ભયે, ચતુર બહુ ધ્યાને;
સુંદરદાસ કહા કહે, અતિ હી હેરાને તું૦

## ઇશ્વર નિરાકાર છે.

## ૧૧

એસા દેશ હમારા સાધો, ઐસા દેશ હમારા હૈ (ટેક)

અલખ અચિંત્ય અરૂપ અનામી,
ગુણ અવગુણ તે ન્યારા હૈ—એસા૦
અગમ અગાધ અનંત અનાદિ,
અચલ અખંડ અપારા હૈ—ઐસા૦
સત્ ચિત્ આનંદ પરમ મનોહર,
સબ જીવનકા પ્યારા હૈ—ઐસા૦
મનસે પરે બુદ્ધિસે બાહેર,
નિર્ભય રામ બિચારા હૈ—ઐસા૦

કહત કબીરા સુનો ભાઇ સાધો,
એ પ્રભુ હમ નિરધારા હૈ—ઐસા૦

## ઇશ્વર સાકાર છે.

૧૨

હમ સાકાર ઉપાસીવે, સબ ગોકુલકે બાસીવે (ટેક)
ઉદ્ધવ તુમ અદ્વૈત બ્રહ્મ કહો, નિરાકાર ગુન હીને;
પ્રેમીજનકા પંથ નહીં હમ શુષ્ક જ્ઞાની તુમ ચિન્હે-હમ.
લલિત ત્રિભંગી છેલ શંકરે. નટવર નાથ હમારે;
નિર્ગુન બ્રહ્મ સો ધામ વે ઉનકા, સમઝત સમઝનહારે-હમ.
જગકર્તાકું રૂપ નહીં તો, જગકું કાંહાંતે આયા;
કારન જેસા કારજ હોવે, ન્યાય શાસ્ત્રમેં ગાયા—હમ.
ઐશ્વર્યાદિ પટ્ ગુન સંયુકત, નિર્ગુન કેસે કહીએ;
અજાત્રિગુનપરશુદ્ધસત્યહરિનિરખતસબસુખ લૈયે-હમ.
ભકત નેત્ર ભૂષણ મહા રાધાવર શ્રી કુંજ બિહારી;
દાસ દયાકે પ્રાણજીવન ધન, શ્રી ગોવર્ધન ધારી-હમ.

## ઇશ્વર સગુણ છે.

### ૧૩

હમતો કૃષ્ણ છબીલો ગાવે (ટેક)
તેરો નિર્ગુન બ્રહ્મ હમે નહીં ભાવે—હમતો૦
ગિરધર ગુન રૂપકે રાશી (૨)
બ્રહ્મ ભજે જે કોઇ હોય ઉદાસી—હમતો૦
જલકું કયા સુખ હોય જલપાના (૨)
લવણ કહાં સુખ સિંધુ સમાના—હમતો૦
જ્યામેં દાસ ભાવ ઉઠ જાવે (૨)
જુગલ નહીં વહાં કયા સુખ પાવે—હમતો૦
દાસ સદા હમ શ્રીજી સ્વામી (૨)
આગે દયો ગુરૂ પદ શીશ નામી—હમતો૦

## ઇશ્વર આ જગતથી નીરાળો છે.

### ૧૪

તું તો ન્યારો રહીને ખેલેરે નારાયણારે (ટેક)
તારી ઇચ્છાતે સૌ માયા, તેમાં સઘળાં ભેદ સમાયા;
તું નિરગુણ પણ ગુણ તુજમાં દીસે ઘણાંરે—તું તો૦

પવન પાવકનો પીંડ બનાવે, તેમાં ચૈતન્ય તારૂં આવે,
તુજ ડહાપણ જોતામાં કાંઇ નહીં મણાંરે—તું તો૦
નટ જેમ પટને ઓથે રહે છે, સકળ પુતળા નાચ કરેછે;
તેમ તારા કરમાં સર્વેના તાતણા રે—તું તો૦
એક કળે સૌ જગત હલાવે, ચમકદષ્ટિ જેમ લોહ ચલાવે;
ઇચ્છા જ્ઞાન ક્રિયા ગુણ તારા સોહામણારે—તું તો૦
તું ખેલેછે બાજી તારી, એમાં ન પહોંચે બુદ્ધિ અમારી;
છોટમ તુજને ભજતા ભાંગે ભ્રમણારે—તું તો૦

## સૌનો ઇશ્વર એક છે.

૧૫

એહી હમારે શ્રી નાથજી (ટેક)
વહાલો ભવ તારણ હાર—જુગ તારણ હાર—એહી૦
દેવ ન જાચું દુસરો રે, મન કિયો રે વિચાર,
દેવ ન જાચું દુસરો—હાંરે મન કિયોરે વિચાર—એહી૦
જપતપ તીરથ કૌન કરે રે, જપતપ તીરથ અપાર,
જપતપ તીરથકોનકરે-હાંરેજપ તપ તીરથઅપાર-એહી૦

શોચ સમય શાંતિ ભર્યો રે, મન માન્યો રે મુરાર,
દોઉ અક્ષર સુરદાસ કહે, યેહી સબસારમેં સાર—એહી૦

## લાવણી.

### ૬૬

એ છે નિરાકાર સાકાર એનો કોઇ નથી પામ્યાપાર (ટેક)
ઋષીએ હાર્યા મુનિયો હાર્યા, હાર્યા સંત મહંત;
વેદ પુરાણો પાર ન પામ્યા, એવો ઇશ અનંત—એ૦
સહસ્ત્ર અઠયાસી સિદ્ધ ચોરાશી, સનકાદિક શુકદેવ;
ભાવ ધરીને ભજન કર્યાની, સૌને જુદી ટેવ—એ૦
રામ કહે કોઇ કૃષ્ણ કહે, કોઇ દેવી કહે કોઇ શિવ;
જેવું જેના ગુરૂએ ગાયું, તે માને તે જીવ—એ૦
મન્ત્ર તમારા ગુરૂ તમારા શાસ્ત્ર અને વળી સેવ;
જયાં ફાવે ત્યાં પાપ તજીને, ભજજો જગનો દેવ—એ૦

---

## સંત વિષે.

### ૧૭

નંદ નંદનકે પ્યારે, આયે મેરે નંદનંદનકે પ્યારે (ટેક)
માલા તીલક મનોહર બાના (૨)
ત્રિભુવનકે ઉજીઆરે-એહાં ત્રિભુવનકે૦—આયે૦
પ્રેમ સહીત બસત મેરે ઉરમે (૨)
નેક ન જાત હું ટારે-એહાં નેક ન જાત૦—આયે૦
હૃદય કમલ કે મધ્ય બીરાજીત (૨)
શ્રી નંદરાય દુલારે-એહાં શ્રી નંદરાય૦—આયે૦
કયા જાનું કછુ પુણ્ય પ્રગટ ભયો (૨)
મેરે ઘરજુ પધારે-એહાં મેરે ઘરજુ૦—આયે૦
પરમાનંદ કરી ન્યોછાવર (૨)
તનમનધન સબવારે-એહાં તનમનધન૦—આયે૦

### ૧૮

મળે જીવન મુકત હરિતણા, ટળે અંતર તનમન તાપ;
એવો સંગ સંતનો.

૬૨ એવેવ આરે શરીરનાંપરા પલાયેપંડના પાપ-એ.
જેમ કીટમટી થાય ભમરી, તેને કીટ કહે નહીં કોય-એ.
જેમ પારસપરશે લોહને, તે તો હેમહેલામાંય હોય-એ.
જેમ ચંદન વાસથી વૃક્ષને, કરે ચંદનસમાન સોય-એ.
જેમમલીનજળ મળે જાહ્નવી,તેનેતરતકરેગંગતોય-એ.
તાંબાંમોર પલટેછે પાણીએ, કરે કંચનમય રસકુપ-એ.
તેમ સદ્દગુરૂસુખીયાંસંતથી, થાયજનતેસંતસ્વરૂપ-એ.
શૂકનારદ વ્યાસનેવાલ્મીકી, તેતોઈશ્વરકાવીયાઆપ-એ.
ધ્રૂઅમરીષપ્રહ્લાદવિભીષણ, થયાસુખીયાસંતપ્રતાપ-એ.
સંતસર્વેસુખાંથાવાઠામછે, તેતોપ્રસિદ્ધકહેછેપુરાણ-એ.
મન કર્મ વચને માનજો, કહે નિષ્કુલાનંદ નિર્વાણ-એ.

## ૬૮

ધન્ય ધન્ય એ સંતસુજાણને, જેનું ઉલટી પલટયું આપ;
એવા જન હરિ તણા. [ એ.
આપટળીમળ્યાભગવાનમાં,જેનોઆપમાંહરીનોવ્યાપ-
જેનાશીશમાંશીશછેશામનું,જેનાનેણમાંનાથનાનેણ-એ

જેનામુખમાંમુખમહારાજનું,જેનાવેણમાંવહાલાનાવેણ-એ.
જેના કાનમાંકાનશ્રીકૃષ્ણનાં,જેનાનાકમાંનાસિકાનાથ-એ.
જેનીજીભ્યામાંજીભ્યાજીવનની,જેનાહાથમાંહરિનાહાથ-એ
જેનાહૃદયમાંહૃદયહરિતણું,જેના પાવમાં હરિના પાવ-એ.
જેમ હીરો હીરાવરેવેધીઓ,તેમથયા તેસહજસમાવ-એ.
એમ સંતમાં રહ્યા શ્રીહરિ, માટેસંત તેસુખનાધામ-એ.
ધર્મ ભક્તિ વૈરાગ્યને જ્ઞાનજો,તેનેરહેવાનુસંતછેઠામ-એ.
એવાસંતશિરોમણી કયાંમળે,જેણેદેહબુદ્ધી કીધીદૂર-એ.
કહે નિષ્કુલાનંદ એને સંગે, ઉગે અંતરે આનંદ સૂર-એ.

૨૦

સંત પારસ ચંદન બાવના,કામધેનુ કલ્પદ્રુમ સાર,
સમાગમ સંતનો.

પ્રેમ સમજાણો અંતરવણો, તરૂ પારસ ત્રણ પ્રકાર-સમા૦
એક પારસથી પારસ બને,એક પારસથીબનેહેમ-સમા૦
એક પારસ લોહ કુંદનકરે,સો વસા એમનું એમ-સમા૦
એકચંદનથી વિષઉતરે,એકચંદનેઅગ્નીઓલાય-સમા૦

એકતળભરતેલમાંજોપડે, ફરીતાતું ક્યારેનવથાય-સમા૦
સૌગજાશરમોતીનનીપજે,સઉનાર્યસતીનવહોય-સમા૦
સાસેન્યશૂરાનવજાણીએ,એવીજયુગતવિચારજોય-સમા૦
જ્ઞાનહીણ ગુરૂનવ કીજીએ,વાંઝગાયસેવ્યેશું થાય-સમા૦
કહે પ્રીતમ બ્રહ્મવિદભેટતાં, ભવરોગસમુળો જાય-સમા૦

૨૧

સાધુતે જનનો સંગ, બાઇ મારે ભાગ્યે મળ્યો છે;
મોટા પુરૂષનો સંગ, બાઇ મારે ભાગ્યે મળ્યોછે. (ટેક)
મોટા પુરૂષના દર્શન કરતાં, ( ૨ )
ચડે છે ચોગણો રંગ—બાઇ૦
અડસઠ તિરથ મારા સંતને ચરણે, ( ૨ )
કોટી કાશીને કોટી ગંગ—બાઇ૦
દુરીજન લોકનો સંગ ન કરીએ, ( ૨ )
પાડે ભજનમાં ભંગ—બાઇ૦
નિંદાના કરતલ નરકેરે જાશે, ( ૨ )
ભોગવશે થઇ ભોરિંગ—બાઇ૦

મીરાં કહેરે બાઈ સંત ચરણરજ (૨)
ઉડીને લાગો મારે અંગ—બાઇ૦

૨૨

ઓભાઇરે શાન્તિ પમાડે, તેને તે સંત કહીએ;
તેના દાસના દાસ થઇને રહીએ (ટેક)

વિદ્યાનું મુળ મારા ગુરૂએ બતાવ્યું
ત્યારે મેતાનો માર શીદ ખાઇએ (૨)
કીધા ગુરૂજીને બોધ નવ આપે
ત્યારે તેના ચેલા તે શીદ થઇએ—ઓ૦
વૈદ્યની ગોળી ખાતાંને દુઃખ નવ જાય
ત્યારે તેની ગોળીતે શીદ ખાઇએ (૨)
લીધા વળાવાને ચોર જ્યારે લુટે
ત્યારે તેની સોબતે શીદ જઇએ—ઓ૦
કલ્પ વૃક્ષ સેવીએ ને દારિદ્ર ઉભે
ત્યારે તેની છાયા તે શીદ રહીએ (૨)
રાજાની ચાકરીમાં ભુખ નવ ભાગે
ત્યારે તેની વેઠે તે શીદ જઇએ—ઓ૦

નામ અમુલ્ય મારે ગુરૂએ બતાવ્યું
ને તે તો ચોંટયું છે મારે હૈયે (૨)
મહેતા નરસિંહાની વાણી છે સારી
શામળાને શરણે જઇએ—ઓ૦

૨૩

સંતનકે સંગ લાગરે, તેરી આછી બનેગી (ટેક).
હંસનકીગતિહંસહીજાને, કોઇ ન જાને કાગરે-તેરી-સંત.
સંતનકોસંગપુર્ણકમાઈ, હોઇબડાતેરોભાગરે-તેરી-સંત.
ધ્રુકીબની પ્રહ્લાદકીબનગઇ, હરીસમરણવૈરાગરે-તેરી-સંત
કહતકબીરસુનોભાઇસાધુ, રામભજનકોલાગરે તેરી-સંત

૨૪

વહાલારે સંતને જય જય સીતારામ
હાંરે મારી હાલતી વેળાના રામો રામ
હાંહાંરે મારા ગુરૂને કહેજો પ્રણામ—વહાલારે૦
ક્યાં થકી આવ્યાને ક્યાં તમે જાશો, (૨)
હાંરે તમે ક્યાંરે કરશો વિશ્રામ—વહાલારે૦

સતસંગ કરવો ભવસાગર તરવો, ( ૨ )
હાંરે કાયા પડીએલ પીપળ પાન—વહાલારે૦
રૂદીઆમાં રાખુંને ઘડી ના વીસારૂં, ( ૨ )
હાંરે મારે જુગના જીવન સાથે કામ—વહાલારે૦
સતસંગમાં એક હંસ બીરાજે, ( ૨ )
હાંરેજીવનેહોયરેઆગળનીઓળખાણ—વહાલારે૦
દાસ જીવણ સંતો ભીમ કેરે ચરણે, ( ૨ )
હાંરે આપણે જાવું છે વૈકુંઠધામ—વહાલારે૦

## જોગી ન થવા વિષે.

૨૫

નિશ્ચે કરો રામનું નામ, નથી કાંઇ જોગી થઇને જાવું;
નથી ભેખ ભગવો કંઇ કરવો(૨)ભેગું કરીને ખાવું-નિ૦
જો પુરવે તો ભગવા કરજો, પુરવે ઉજજવળ રાખો,
રખે દુખવો સામા જીવને, મુખ સામાનું તાકો-નિ૦
એક ત્રાજવે સૌ સંસારી, બીજે જોગી લાવો;
કિયા જોગીને રામજી મળીયા, એવો એક બતાવો-નિ૦

કઇ નાઠા રાડોને રોષે, કઇને ન મળી નારી;
કોઇ સ્વાદે કોઇ કરજે નાઠો, કેમ રીઝે ગીરધારી-નિ૦
મહેતો મીરાંને પ્રહ્લાદ, સેનો નાપીક નાતી;
ધનો પીપો રોહીદાસ કુબો, ગોરો કુંભારની જાતી-નિ૦
બોડાણો જ્ઞાતી રજપુતની, ગંગા બાઇછે નારી;
દાસ થઇને જો રહ્યાતો, ઘેર આવ્યા ગિરધારી-નિ૦
રંકા વંકા સજન કસાઇ, ભજ્યા રાતને દહાડો;
ક્રિયા જોગીને રામજી મળીયા, એવો એક દેખાડો-નિ૦
નથી રાખ વિભુતી ચોળવે, નહિ ઉંધે શિર ઝોલ્યે;
નથી નારી તજી વનજાતાં, જ્યાંલગિ આપ ન ખોળે-નિ૦
જંગલમાં મંગળ કરિ જાણે, મંગળ જંગલ જેને;
કડવું મીઠું મીઠું કડવું, સમજી વશ છે તેને-નિ૦
પયને ઓથે ઘૃત રહ્યું છે, તલ ઓથો જેમ તેલ;
કહે નરભે રઘુવર છે સઘળે, એવો એનો ખેલ-નિ૦

---

# ભકિત વિષે.

૨૬

સંતો ભકિતરૂપી એક સાચી કમાઈ,
સાચી કમાઇ તેમાં બેસે ન પાઇ—સંતો૦
કોટી જનમના કલેશ રે જાયે, (૨)
ટાળી દે પલમાં આ ભવની ભવાઇ—સંતો૦
નરતન દેહ પછી દુર્લભ મળવો, (૨)
જીતેલી બાજી ને હારવી ન ભાઇ—સંતો૦
નરહરી એક પ્રભુને ભજીલે, (૨)
નાખીને સો મણ રૂની તળાઈ—સંતો૦

૨૭

ભકિત મહા બળવંતીરે, વહાલો વશ થઈ આવે ઘેર (ટેક)
ભકિતને વશ થઇને વહાલો, વસિયા ગોકુળ ગામ,
આહીરડાને લાડ લડાવ્યા, એવા સુંદર શ્યામ-ભકિત.
વેદ પુરાણ પોકારે હરિનું, પતિત પાવન નામ.
એ પાંડવની સાથે રહીને, સઘળા કીધાં કામ-ભકિત.

અમરીખને હેતે અવતરીયા. ભક્તન કેરે ઘેર,
રઘુનાથ કે પામ્યા કેરી, એ પુરવની પેર-ભક્તિ.

૨૮

ભજનકા પરિમાન, એસા હરિ, ભજનકા પરિમાન,
નીચ પાવે ઉંચ પદવી, જલ તરે પાષાણ—એસો૦
અધમ ભીલડી અજાત ગુનકા, ચઢી જાત વિમાન,
નામ લઇ વૈકુંઠ પામી, બાજતે નીશાન—એસો૦
ચલત તારા ને ચલત મંડલ, ચલત શશી ઓર ભાન,
દાસ ધ્રુવકું અવિચલ પદ્વિ, રામકે દીવાન—એસો૦
રાવણકે દશ શિશ છેદે, કરગ્રહે સારંગપાણ,
વિભીષણકું લંકા દીની, ભક્ત આપનો જાન—એસો૦
નિગમ જાકી સાંખ પુરે, સુનો સંત સુજાન,
દાસ તુલસી શરણ આયો રાખીયે ભગવાન—એસો૦

---

## ભક્તિમાં શરમ ન કરવા વિષે.

૨૯

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.
સુત વિત્ત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહિ પડ્યા મરજીવા જોને.
મરણ આગમે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઉભો જુવે તમાસો, તે કોડી નવ પામે જોને.
પ્રેમ પંથ પાવકની જવાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડ્યા તે મહા સુખ માણે, દેખનહારા દાઝે જોને.
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહીં સ્હેલ જોને;
મહા પદ પામ્યા તે મરજીવા, મુકી મનનો મેલ જોને.
રામ અમલમાં રાતા માતા, પુરા પ્રેમી પરખે જોને;
પ્રીતમના સ્વામીની લીલા, તે રજની દિન દેખે જોને.

૩૦

ભક્તિ શુરવીરની સાચીરે, લીધા પછી કેમ મેલે પાછી.
મન તણો નિશ્ચય મોરચો કરીને, વધીયા વિશ્વાસી;
કામક્રોધ મદલોભ તજીને, પછી ગળે દીધી ફાંસી-ભ૦
શબ્દના ગોળાજ્યારેછુટવાલાગ્યાનેમામલેરહયા સામચી
કાયર હતા તે કંપવા લાગ્યા, નિશ્ચે ગયા નાસી-ભ૦
સાચા હતા તે સન્મુખ ચડિયા,ને હરિ સંગાથે રહયારાચી
પાંચપચીસને અળગામેલ્યા. પછીબ્રહ્મ રહયો ભાસી-ભ૦
કરમના પાસલા કાપી નાખ્યાભાઇ,ઓળખ્યાઅવિનાશી
અષ્ટસિદ્ધિની ઇચ્છા ન કરે, જેની મુક્તિ થઇ દાસી-ભ૦
તનમનધનજેણેતુચ્છકરી જાણ્યાં, અહર્નીશરહયા ઉદાસી
ભોજો ભગત કહે ભક્ત થયા. એતો વૈકુંઠના વાસી-ભ૦

૩૧

તમે નામ નારાયણનું રે, લેતાં ડરશોમાં
તમે ડરતાં હોતોરે, ફરીને કોઇ લેશોમાં ( ટેક )

સંસારી કહેછે રે, ભગતડા ભૂંડા છે (૨)
તમે ભૂંડા ન જાણજોરે, ભક્તિના મુળ ઉંડા છે-તમે૦
સંસારી કહેછેરે, ભગતડા કાલા છે (૨)
તમે કાલા ન જાણજોરે, પ્રભુને બહુ વહાલા છે-તમે૦
સંસારી કહેછેરે, ભગતડા ઘેલા છે (૨)
તમે ઘેલા ન જાણજોરે પ્રભુને મન પહેલા છે-તમે૦

૩૨

ભાવે ભજતાં તે ત્રિભોવનનાથ, શરમ તેમાં શાની કરવીરે,
વ્હાલો રીઝવતાં વિશ્વનાથ, શરમ તેમાં શાની કરવીરે.
સેવે બુઢા બાળાને જેનેજવાન, શરમ તેમાં શાની કરવીરે,
ધનવાન અને વીદ્દવાન, શરમ તેમાં શાની કરવીરે.
ભજી ગયાછે જેને મોટા ભૂપ, શરમ તેમાં શાની કરવીરે,
ધ્રૂવ પ્રહ્લાદ રાજાના પુત્ર, શરમ તેમાં શાની કરવીરે.
ઓધવ અક્રૂરને અંબરીખ, શરમ તેમાં શાની કરવીરે,
રાજા ખટવાંગ જનક પરીખ, શરમ તેમાં શાની કરવીરે.

તજયું ભરતે જેને માટે રાજ, શરમ તેમાં શાની કરવીરે,
મીરાંબાઇએ ન રાખીછે લાજ,શરમ તેમાં શાની કરવીરે.
કર જોડી કહે દાસાનાદાસ, શરમ તેમાં શાની કરવીરે,
અંતે જાવુ છે પ્રભુજીનીપાસ, શરમ તેમાં શાની કરવીરે.
કહેછે જાદવ નથી બુરૂં કામ, શરમ તેમાં શાની કરવીરે,
ભાવે ભજતાંતે શ્રી ભગવાન.શરમ તેમાં શાની કરવીરે.

૩૩

જેજનઓધામોહિનબિસારે,તાહિનાબિસારૂંજાનએકઘડીરે.
મોકું ભજે ભજું મેં વાકું, કલ ન પડત છિન એક ઘડીરે.
જન્મ મરણકો સંકટ કાટુ, રાખું મેં આનંદ ભરીરે-જે.
સુમરનકીનોદ્રોપદી રાની,ચીર બઢાએપ્રભુ આપ હરિરે,
મહાભારત ભરવીરેઈંડા, રાખલીઓ ગજઘંટ ઘરીરે-જે.
શ્રી પ્રહ્લાદ રેન દિન ધ્યાવે, ગુપ્ત રૂપસો પ્રગટ કરીરે,
ખંભફાડહિરણકશ્યપુ માર્યો,ભક્તપ્રહ્લાદકીરક્ષા કરીરે-જે.
અમરીખ ઘર ગયે દુર્વાસા ચક્ર પઠાયે પ્રભુ સાર કરીરે,
ભજનહારનજુંતજનહારતજું,એસીહમારીપરાપરીરે-જે.

પાંચ પાંડવકી રક્ષા કીની, લાખા ગૃહમાં સહાય કરીરે,
સૂર કહે ગજરાજ ઓધાર્યો, દયાસિંધુ જદુનાથ હરિરે-જે.

૩૪

વ્હાલો મારો સાચાનો સંગાથીરે, જેણે પ્રીત કીધી(ટેક)
વ્હાલાજી મારા પ્રથમ ધ્રુવસું પ્રીત કીધી, (૨)
તેને અવિચળ પદવી દીધીરે—જેણે પ્રીત કીધી.
વ્હાલાજી મારા બળીને બોલાવી વાચા લીધી, (૨)
ત્રણ ડગલાં પૃથ્વી લીધીરે—જેણે પ્રીત કીધી.
વ્હાલાજી મારા ઉંડા તે જળમાં ગર્જના કીધી, (૨)
તેની તરત ખબરૂં લીધીરે—જેણે પ્રીત કીધી.
વ્હાલાજી મારા વૃંદા તે વનના વાસી, (૨)
એમ બોલ્યા જીવણ દાસીરે—જેણે પ્રીત કીધી.

૩૫

હરીને ભજતાં હજુ કોઇની લાજ, જાતાં નથી જાણીરે,
જેની સુરતી શામળીયા સાથ, વદે વેદ વાણીરે. (ટેક)

વહાલે ઉગાર્યો પ્રહ્લાદ, હિરણ્યકશ્યપુ માર્યો રે (૨)
વિભીષણને આપ્યું રાજ્ય, રાવણને સંહાર્યો રે-હરીને૦
વહાલે નરસીંહ મેતાનો હાર, હાથોહાથ આપ્યો રે (૨)
ધ્રુવનેઆપ્યુંઅવિચળરાજ,પોતાનોકરીસ્થાપ્યોરે-હરીને.
વહાલે મીરાં તે બાઇના ઝેર, હળાહળ પીધાંરે (૨)
પાંચાળીના પૂર્યાં ચીર, પાંડવ કામ કીધાં રે-હરીને૦
આવો હરી ભજવાનો લ્હાવો, ભજન કોઇ કરશે રે (૨)
કર જોડી કહે પ્રેમળદાસ, ભકતોનાદુઃખહરશેરે-હરીને૦

---

## વિશ્વાસ વિષે.

### ૩૬

મેં ભરોસે અપને રામકે, મેં ભરોંસે અપને રામકે (ટેક)
ઔર ન હય કછુ કામકે, મેં ભરોંસે અપને રામકે-મેં૦
જો માગે સો દેત પદારથ, વારી જાઉં ઇસ નામપે-મેં૦
દોઉ અક્ષર હય સબકુલતારક, અંતદેત સુખધામકે-મેં૦
તુલસીદાસ પ્રભુ નામદયાધન, ઔરદેવ સબ નામકે-મેં૦

૩૭

રામ રતન ધન પાયો, મૈયા મેં તો રામરતન ધન પાયો(ટેક)
સત સંગત સદ્‌ગુરૂકી કૃપાસેં ( ૨ )
તો ભાગ્ય બડા બની આયો-મૈયા મેં તો રામ૦
ખરચ્યો ન ખુટે વાકું ચોર ન લુટે ( ૨ )
તો દિન દિન હોત સવાયો-મૈયા મેં તો રામ૦
નીર ન ડુબે વાકો અગ્નિ ન જાલે ( ૨ )
તો ધરણી ધર્યો ન સમાયો-મૈયા મેં તો રામ૦
નામકો નાવ ભજનકી બતિયાં ( ૨ )
તો ભવ સાગરસેં તાર્યો-મૈયા મેં તો રામ૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર ( ૨ )
તો ચરન કમલ ચિત્ત લાયો-મૈયા મેં તો રામ૦

૩૮

રામસમરતારે કાંઇફીકરનહીં, સબદુખડામીટજાવેરે (ટેક)
આરે કાયામાં પાંચ પુરૂષ, ત્રણ નજરે આવેરે ( ૨ )
ગુરૂ મળેતો જ્ઞાન બતાવે (૨) ઓળે ખબરૂં પાવેરે-રામ૦

વિંધ્યા એટલા મોતીડાને, બીજા પથ્થર પાવેરે (૨)
સમજ્યાએટલામાનવીભાઈ (૨)ગાફલગોથાખાવેરે-રામ૦
સાત સમુદ્ર વચમાં બેટ, નિત્યે કીર્તન ગાવેરે (૨)
હરતાંને ફરતાં રામસમરલે(૨)પલમેં પારહોજાવેરે-રામ૦

---

## હરિ ભજવામાં આળસ ન કરવા વિષે.

૩૯

આંધળી તે દુનીયા ઉંઘે ઘેરાણી લોભે લેવાણી જાયરે,
આપેટભર્યાના પંપાળમાં.ગુણગોવિંદના નવ ગાયરે(ટેક)
આજ ભજશું કાલ ભજશું, વરશ વીત્યાં દશવીસરે(૨)
ઘડપણ આવતાં વાર ન લાગી ડોલવા લાગ્યા શિશરે-આં.
ભક્તિ તો તુંને ભાવે નહીંને ને ધરમ નઆવે ધાડરે(૨)
તીરથ વ્રતની તેવડ ન પહોંચી, મરી ગયો મધરાતરે-આં.
દસજ ઉંઘ્યા વીશજ ઉંઘ્યા ઘણા ઉંઘ્યા ગેમારરે (૨)
કહે તુલસીદાસ જે નર જાગ્યા તે નર ઉતર્યા પારરે-આં.

## ૪૦

ભજનવિના જીવડા દુ:ખી, મન તું રામ ભજન કરીલે;
જીવ તું જાયગો જરૂર, મન તું રામ ભજન કરીલે.

લખરે ચોરાશી ફેરા ફિરેગો (૨)
જીવ જનમી જનમી મરે—ભજન૦
માત પિતા તેરા દારાને બંધુ (૨)
વાસે કારજ કછુ ન સરે—ભજન૦
હસ્તીને ઘોડા માલ ખજીના, (૨)
ધન ભંડાર ભર્યા ઘરમેં—ભજન૦
બાઇમીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ, (૨)
મેરો ચિત્ત ભજનમેં ધરે—ભજન૦

## ૪૧

હરિનામ બિના નર એસા હય
દીપક બિના મંદીર જેસા હય—હરિ૦
જેસે શશી બિન રજની સોહી હય
જેસે બિના લુનકી રસોઇ હય
જેસે ગુરૂ બિનાકા ચેલા હય—હરિ૦

જેસે પુરૂપ બિનાકી નારી હય
જેસે પુત્ર બિનાકી માતારી હય
ગીનકા ઘર પુત્રજ જેસા હય—હરિ૦
ઠુંઠર બિના વક્ષ બનાયા હય
જેસે સુમ સંચરી માયા હય
જલ બિના સરોવર જેસા હય—હરિ૦

૪૨

હરિ નહીં ગાયો, જનમારો ગુમાયો,
જનમારો ગુમાયો જનમારો ગુમાયો—હરિ૦
હરિ જનકો સનમાન ન કીનો ( ૨ )
અપનો કુટુંબ જુમાયો-ન ગાયો—હરિ૦
પરસ્ત્રી વિષયા કે કારન ( ૨ )
લખરે ચોરાશી ભટકાયો-ન ગાયો—હરિ૦
કહે જાદવ હરિ ભજ્યો નહીં તું ( ૨ )
હીરો હાથસેં ગુમાયો-ન ગાયો—હરિ૦

———

## ભકિત જલદી કરવા વિષે.

### ૪૩

હરિ ભજવાનું ટાણું આછે રામ ભજવાનું ટાણું;
આછે કૃષ્ણ ભજવાનું ટાણું.
ભુલ્યા શિદ ભમોછોરે, આ છે હરિ ભજવાનું ટાણું.
હરતાં ને ફરતાં હરિ ન સમર્યા, શું બેસે છે નાણું;
વહાલા શું બેસે છે નાણું;
સમી સાંજના સુઇ રહયાછો,હમણાવહાશે વાણું-ભુલ્યા.
ડાલે રે ઠાલે ભરીયે ભરાયે, માયા મોટું માણું,
વહાલા માયા મોટું માણું:
ઓચિંતો આવીને પકડશે, પડયું રહેશે કરિયાણું-ભુલ્યા.
માથે આવ્યું નહીં મટે, વહાલા ધુંઘટમાં ઘેરાણું,
વહલા ધુંઘટમાં ઘેરાણું:
બળ કરી બોલાશે નહીં,જયારે બેઠું જમનું ધાણું-ભુલ્યા
દીધાવિના કયાંથી પામો, વહાલા એવાતો હું જાણું,
વહાલા એ વાતો હું જાણું:
ગોવિંદરામ કહેઅહીંયાનસમર્યા,ઉવાંનથીઠેકાણું-ભુલ્યા.

૪૪

કાયા છે ત્યાં સુધી કર સમરણ કીરતારનું રે (ટેક)
જતન કર્યું જઠરામાં જેણે, તારો દેહ રચ્યો છે તેણે;
તેણે કામ કર્યું છે અતિ ઉપકારનું રે-કાયા૦
પ્રસવ થયા પહેલું પય કીધું, માતાના સ્તનમાં રચી દીધું;
તેણે કારજ સીધ્યું તારા આહારનું રે-કાયા૦
કાન નેત્ર કીધાં છે કેવા. સર્વે અંગ અમુલખ એવા;
અંતઃકરણ કીધાં છે વિવીધ વિચારના રે-કાયા૦
દાંત દીધા તુંને ચાવણું ચાવવા, અન્નસરજીયું ઉદરભરવા;
કર દીધા કારજ કરવા વહેવારનાં રે-કાયા૦
સુરદુર્લભ મનુષ્યાદેહ પામી, લંપટ ન થવું લુણ હરામી;
છોટમ શરણ ગ્રહી લે સરજનહારનું રે-કાયા૦

૪૫

જ્યાંલગીઆત્માઅંગમાંછે, ત્યાંલગીહરિહરિતું કહે (ટેક)
હાલતા હરિને ચાલતા હરિને, બેસતા હરિતું કહે (૨)
સુતા પહેલાંજે સ્મર્ણકરે ભાઇ, તેનીબોલેજયજય-જ્યાં.

લીધા સરીખું નામ હરિનું લઇ શકે તો લે (૨)
દીધા સરીખું દાન છે અન્નનું, દઇ શકે તો દે-જ્યાં.
આરે સંસારીયો સર્વે ખોટો ને, સાચી વસ્તુ બે (૨)
એકતોપુણ્યબીજું હરિભજનભાઇ,જીવડાસમજીલે-જ્યાં.
દૃષ્ટ પદારથ સર્વે ખોટો ને, આત્મા અખંડ છે (૨)
કીડાથકી તે કુંજર લગણ ભાઈ, કાળચકરનોભય-જ્યાં.
એકદિનઆંગણેદીવાવીવાહુનેવળી ઢોલશરણાઇવાગે (૨)
કહેજીવણએવોએકદિન આવશે, સમશાનો વગશે-જ્યાં.

૪૬

તારી કાયા નગરમાં રે, ચોર ચોરી કરે નર છાની (ટેક)
ચાર ચોર તો ચોરી કરે-એના ધન ધુતારા લેશે (૨)
એરે કાયાના કહુયા ન માનો, (૨) દિનના ખાતર દેશે
નગરી નવતેરીમાંરે-ચોર ચોરી૦-તારી કાયા૦
પાંચ ચોર તો પ્રગટ થયા-તેને પકડી ન શકે કોઇરે(૨)
તત્વ હતો તે તારવી ન જાણ્યો,હાથેહીરલોખોયો-નગરી.
આશા તૃષ્ણા નહીં બુજાવે-વાલામનકા મેલનધોયારે(૨)
ગુરૂ પ્રતાપે ભણેભવાનીદાસ,સબ જન્મારાખોયા-નગરી.

## મોત વિષે.

### ૪૭

તારા મનમાં જાણ્યુ છે મરવું નથીરે,
એવો નિશ્ચય કર્યો નિરધાર,
તેથી ભુલી ગયો ભગવાનને રે. (ટેક)
ધન દોલત નારીને ઘણા દીકરારે (૨)
ખેતિવાડી મેડીને દરબાર—તેમાં૦
મેડી મંદીર ઝરૂખાને માળિયારે, (૨)
સુખદાયક સુંદર સેજ—તેમાં૦
ગાદી તકિયાને ગાલ મશુરિયારે, (૨)
અતિ આટ કરે છે એજ—તેમાં૦
નીચી ખાંધ કરી નમતો નથીરે, (૨)
એવું સાધુ સંગાથે અભિમાન—તેમાં૦
મરમાળી મોહનજીની મુર્તિરે, (૨)
તેની સાથે ન લાગેલ તાન—તેમાં૦
પાપ અનેક જનમના આવી મળ્યારે, (૨)
તારિ મતિ મલિન થઇ મંદ—તેમાં૦

દેવાનંદના વહાલાને વિસરી ગયોરે, (૨)
તારે પડયો ગળે જેમ ફંદ—તેમાં૦

૪૮

તારે માથે નગારા વાગે મોતનારે,
નથી એક ઘડીનો નિરધાર;
તોય જાણ્યા નહીં જગદીશનેરે (ટેક)
મોટા મેલીને રાજ મરી ગયારે, (૨)
જોને જાતાં ન લાગી વાર—તોય૦
તારૂં જોબન ગયું જખ મારતુંરે, (૨)
માથે કાળા મટી ગયા કેશ—તોય૦
અંત કાળે લેવાને જમ આવિયારે, (૨)
તેનો ભાળી ભયંકર વેશ—તોય૦
રોમ કોટી વીંછુ તણી વેદનારે (૨)
દુઃખ પામ્યો તુ દેરના ચોર—તોય૦
સગા સ્વારથી મળ્યાં સૌ લુટવારે (૨)
તેનું જરાએ ન ચાલે જોર—તોય૦

જીભ ટુંકી પડીને તુટી નાડિયોરે (૨)
થયુ દેહ તજયાનું તત્કાળ—તોય૦
દેવાનંદ કહે નવ જાણ્યા મારા નાથનેરે (૨)
મળ્યો મનુષ્યનો દેહ વિશાળ—તોય૦

૪૯

જો વિચારીને જીવ દેહમાં મરવું એતો સહી (ટેક)
મેડી મંદીરને માળીઆ તારા, પડયા રહેશે સહી (૨)
પ્રભુને અર્થે પૈસો ન વાવર્યો, હાલડી હાલી ગઇ—જો૦
કંચન જેવી કાયા તારી, અડવા દેતા નહીં (૨)
ઘર છોડી શમસાને ચાલ્યા, ગોદરે રાખું થઇ—જો૦
માત પિતા તારા બેન બનેવીને, ઘરની નારી રહી (૨)
છોકરા તારા અળગા રહેશે, એકલો જાને વહી—જો૦
હરિ ભજો તમે હક હાલો, એમ વેદમાં વાણી કહી (૨)
હીરજીકહેજેણેહરીભજયા, તેનીજગમાં જશું રહી—જો૦

૫૦

મારો હંસલો નાનો ને દેવળ જુનું તો થયું,
જુનું તો થયુંરે પાંજર પડયું તો રહયુંરે—મારો૦

કુડી કુડી કાયા રામ, જુઠી જુઠી માયારે (૨)
કુડા તો દિલાસા અમને દઇ તો ગયો રે—મારો૦
આરે કાયાની સાથે પ્રીતું બંધાણી રામા (૨)
પડી ગયા દાંત રેખું પડયું તો રહયું રે—મારો૦
કાયાનો ગઢ હુંસા ડોલવાને લાગ્યા રે (૨)
ઉડી ગયો હુંસ પાંજર પડયું તો રહયું રે—મારો૦
બાઇ મીરાં ગાય પ્રભુ ગિરધરના ગુણ વાલા (૨)
છેલ્લી બાકી ના રામો રામ—મારો૦

## જગત્ મિથ્યા.

### ૫૧

સબી જાન જગત વહેવાર, રેનકા સપના,
તુમ કાયકું કહત હો યાર ભુલ કર અપના. (ટેક)
નીજ માત તાત દારા સુત ભગિની ભ્રાતા,
એ સબી સવારથ જાન પરસ્પર નાતા—સબી૦
એક રામ ભજન બીન ઓર નહીં નિસ્તારા,
ગુરૂ જ્ઞાન ગ્રહો તુમ ઉતરો ભવજલ પારા—સબી૦

શિર કાલ અચાનક ખબર નહીં એક પલકી,
ક્યા કરતેહો અભિમાન આશ નહીં કલકી—સખી૦

૫૨

ચેત! પ્રાણીઆ નરકની વાટે જાવું (ટેક)
નરકની વાટે જાવું, થાશું રહેશે તારે પસ્તાવું રે—ચેત!
રૂડી દેહ મનુષ્યની તું પામ્યો, ખુબ પૈસે ટકેથી જામ્યો
વડી સત્સંગનો ન વિચાર્યો રે—ચેત!
સંતસાધુનેપ્રેમથીનપોખ્યા,અન્નવસ્ત્રઆપીનસંતોખ્યા,
શેર લોટ ન કોઇના જોખ્યા રે—ચેત!
શરમમુકીઅધર્મમાંચાલ્યો,શુદ્ધવેદવિહિતધર્મનેનજ લ્યો,
અહોનિશ અહંકારમાં માલ્યો રે—ચેત!
બોધસદ્ગુરુસંતનોનલાગ્યો મૂર્ખમાયાનામોહથીનજાગ્યો,
ધકકો ઓચિંતો કાળનો લાગ્યો રે—ચેત!
હામમનનીતેરહીગઇમનમાં,કાળઆવી પુગ્યો જોમનમાં,
સોડ તાણી સુતો જઇ વનમાં રે—ચેત!
દ્રવ્ય માલ છોડી ગયો ખાલી,કામ નાવી તે ઠકરાઇઠાલી,
જમ આગળ જુગતી ન ચાલી રે—ચેત!

દારા,સુત,વિત્ત.કામકોઇનાવ્યાં,તનેવોળાવીસૌઘેરઆવ્યાં,
તારા નામના જમણ મચાવ્યાં રે—ચેત!
જમરાય તને પુછશે ત્યાંઇ, જન્મ ધારી કરીશું કમાઇ,
ત્યારે ઉત્તર આપીશ શું ભાઇરે?—ચેત!
નરકદુઃખતે સહ્યું નવ જાયે,મારે જમ તે માર ન ખમાયે;
રોમ રોમ અતિવેદના થાએ રે—ચેત!
બ્રહ્મરૂપભગવાનનેનજાણ્યા,પોતે બ્રહ્મઆનંદમાંનમાણ્યા,
પૂર વહેતામાં જાય તે તણાણા રે—ચેત!

## દુઃખ વિશે

૫૩

*સંકટ કોણનિવારે, નાથ વિના, સંકટ કોણનિવારે(ટેક)
ધર્મ કર્મ અમે નથી કીધા, આવ્યા શરણ તમારે,
દીનાનાથવિનાપ્રભુ અમને દુઃખથી કોણ ઉગારે-નાથ૦
દયા ક્ષમાના ગુણ પ્રભુ ધારે, એ વિશ્વાસ અમારે,
મંગળમય પ્રભુપરમકૃપાથી, પાપ સકળ સંહારે-નાથ૦
દુષ્ટ વાસના દૂર કરીને, જ્ઞાન વિવેક વધારે,
વિશ્વપિતા વિશ્વેશ્વર અમને, ભવથી પાર ઉતારે-નાથ૦

૫૪

*સંકટ સર્વ હરો, ભવપતિ સંકટ સર્વ હરો (ટે)
અપરાધો અતિશય મેં કીધાં (૨)
અનુગ્રહ પુર્ણ કરો—એહાં અનુગ્રહ૦—ભવપતિ૦
અનન્ય ભાવથી રાખું તમારો (૨)
આશ્રય એક ખરો—એહાં આશ્રય૦—ભવપતિ૦
કર જોડી હું વિનતિ કરૂં છું (૨)
તે પ્રભુ ચિત્તે ધરો—એહાં તે પ્રભુ૦—ભવપતિ૦
કરૂણા દૃષ્ટિથી મુજ હૃદયે (૨)
પ્રેમલ ભક્તિ ભરો—એહાં પ્રેમલ૦—ભવપતિ૦

૫૫

મુંને ઘડી નથી વિસરતા રામ, હરીવર સંકટ હર્તા (ટેક)
વહાલાજી મારા કરપર ગોવર્ધન ધાર્યો (૨)
વહાલે વ્રજનો દેશ ઉગાર્યો રામ—હરિવર૦

* આ નિશાનીવાળા પદો અમદાવાદની પ્રાર્થના સમાજની "ઇશ્વર પ્રાર્થના માળા"માંથી રજા લઇને છપાવ્યા છે.

વહાલાજી મારા કાળીનાગે તે ફંદ કીધો (૨)
લટકાળે નાથી દીધો રામ—હરિવર૦
વહાલાજી મારા કંસ હતો બહુ અહંકારી (૨)
મોહનજીએ નાખ્યો મારી રામ—હરિવર૦
વહાલાજી મારા મુષ્ટક તંદુલ સુદામાના લીધા (૨)
એના મહેલ કનકના કીધા રામ—હરિવર૦
વહાલાજી મારા કુબ્જાનું ચંદન લીધું (૨)
એને રૂપ અનુપમ દીધું રામ—હરિવર૦
વહાલાજી મારા પંચાળી સભામાં પોકારે (૨)
ચીર પુર્યા પુર્ણ મુરારિ રામ—હરિવર૦
વહાલાજી મારા ભવરે સાગરના છો ત્રાતા (૨)
પીંગળના પ્રાણજ પ્યારા રામ—હરિવર૦

## ૫૬

દુસરો કોન સુખદાઇ, શ્યામ બિના,
દુસરો કોન સુખદાઈ રે (૨)
ધીરજતા ધ્રુવકી ફીરલાઈ, અવિચળ પદ દિયો આઇરે,
ઝુંડ જળમીં પકડયો ગજકું, છિનમેં લિયો છોડાઇરે-દુ૦

પ્રહ્લાદકી અતિ પીડા પિછાની, પ્રગટ ભયે સ્થંભમાંહીરે,
હિરણ્યકશ્યપુ માર્યો હરીએ, નરસિંહ રૂપ બનાઇરે–હ૦
પાંડવકું લાખા ગૃહમેંસે, જાકે લીયો બચાઇરે,
પાંચાળી કે ચીર પુરનકું, ધીર તજી આયે ધાઇરે–હ૦
જહાં જહાં ભીડ પડત ભકતનકું, તહાંતહાંહોત સહાઇરે,
દયાનંદકો નાથ દયાળુ, ભજો ભાવ ઉર લાઇ રે–હ૦

## અર્પણ વિષે.

### ૫૭

સુખછે તમારા શરણમાં હો શામળીયાજી (૨)
એ મારા ગુરૂએ કહયું કરણમાં હો શામળીયાજી (ટેક)
જપ તપ તીરથ ચારે પદારથ (૨)
એ મારા ગુરૂજીના ચરણમાં–હો શામળીયાજી–સુખ છે.
પ્રેમે કરીને મારે મંદીરે પધારો વહાલા, (૨)
ન જોશો જાત કુળ વરણમાં–હો શામળીયાજી–સુખ છે.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ વહાલા, (૨)
આડે આવજોમારા મરણમાં–હો શામળીયાજી–સુખ છે.

૫૮

સમરણ કરીએ શ્રીરામનારે,
કાયા સ્વરૂપી મારી વેલડી.

મારા પગતેઘડજોપંખાતણા, હું તો જાઈશ જમુનાતીરજો,
તપ તીરથ વ્રત જો કરૂં, મારા ગુડા સાબુત હોય જો.
મારા હાથ તે ઘડજો હેમના, પુન્ય કરીશ અપરંપાર જો,
સોળે તે હાથે વાવરૂં, મારી કાયાના ઉદ્ધાર જો.
મારા કાનતેઘડજોકસીતણા, હું તોસાંભળીશ સર્વાબોલજો,
કથા ને કીર્તન મારે, જ્ઞાનના વ્યમઘોર જો.
મારીઆંખતેઘડજોઅમીતણી, હું તોનિર્ખીશ શચરણછોડજે,
નયણે નિરખું દીનાનાથને, મારા હૈડા ટાઢાં થાય જો.
મારૂં હૈયું તે ઘડજો હેમનું, મારી જીભ અમૃતવાણજો.
હાલતાં ને ચાલતાં જો જપું, મારે હૃદે રહેજો રામજો.
મારી દેહતેઘડજોદયાતણી, માંયલખજોપ્રભુજીનાનામજો,
અંતકાળ વહેલા આવજો, તમે સાચા છો ભગવાન જો.

---

## ભગવદ્ ઈચ્છા.

૫૯

રામ રાખે તેમ રહીયે ઓધવજી રામ રાખે તેમ રહીયે
આપણ ચિઠીના ચાકર છૈયે ઓધવજી૦
કોઇ દિન પેરણુ હીરને ચીર તો (૨)
કોઇ દિન સદા ફરીયે—ઓધવજી૦
કોઈ દિન ભોજન શીરોને પુરી (૨)
તો કોઇ દિન ભૂખ્યા રહીએ—ઓધવજી૦
કોઇ દિન રહેવાને બાગ બગીચા (૨)
તો કોઇ દિન જંગલ રહીએ—ઓધવજી૦
કોઇ દિન સુવાને ગાદીને તકીયા (૨)
તો કોઇ દિન ભોંયપર સુઈએ—ઓધવજી૦
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ (૨)
તો સુખ દુઃખ સર્વે સહીએ—ઓધવજી૦

૬૦

**શ્રીજી કરે સો ભલી કરેંગે, કયું મનમેં ગભરાતાહય (ટેક)**
**ચિંતાનજોભજોનંદનંદન, ઈતઉતકું કયું ધાતાહય-શ્રીજી૦**

જેનેપીંડપ્રકાશકીયોહય. સોઇઅન્નપહોંચાતાહય-શ્રીજી૦
ભાગલખ્યાસોનાહીંમીટેગા,હાલનાવહીંજાતાહય-શ્રીજી૦
આયો હયસુકૃતકરનકું,પાપ પંથ કયું ધાતાહય-શ્રીજી૦
આયો હય વેપારકરનકું, ઉલટા મૂલગુમાતા હય-શ્રીજી૦
યાતેમતભૂલોતુમપ્રાણી, એસબતનકતમાશાહય-શ્રીજી૦
ભાઈબંધ સબકુટુંબકબીલા,એસબજુઠાનાતાહય-શ્રીજી૦
યાતે ભજીલે પુરૂષોત્તમ, જમકે દંડ છોડાતાહય-શ્રીજી૦

૬૧

હરિજન થઇને,હાણુ વરવ સુખ દુ:ખ મનમાંનવધારીયે
ટાળ્યાં નહીંજ ટળે, ઘટ સાથેઘડીઆ હીંમત નવ હારીયે.
જુઓ કદરજ મહા દુ:ખીયા કહાવ્યારે (૨)
કદી સુખ દુ:ખ મનમાં નવ લાવ્યારે (૨)
તો એ મોહનનાં મનમાં ભાવ્યારે-હરિજન૦
જુઓ પાંડવ પ્રભુજીને અતિ પ્યારારે (૨)
પલ એક ઘડી નવ રહે ન્યારારે (૨)
તોય વન ભટકયા સંગ લઇ દારારે-હરિજન૦

વસુદેવ દેવકીજી બેઉ બંધ રહ્યારે (૨)
બહુ કાળના બંધન દુર થયારે (૨)
પ્રભુ પુત્ર થયાને દુઃખ દુર ગયારે—હરિજન૦
એવું સમજીને હરખને શોક તજીયેરે (૨)
એક તાર મન થઇ પ્રભુને ભજીયેરે (૨)
કહે મુકતાનંદ હરિને રજીયે—હરિજન૦

૬૨

જીવ તું શીદનેચિંતા કરે, કૃષ્ણનેકરવું હોયતે કરે (ટેક)
તું અંતર ઉદ્વેગ કરે, તેથી કારજ શું સરે;
ધણીના ધાર્યો મનસુબો, હર બ્રહ્માથી નવ ફરે—કૃષ્ણને.
દોરી સર્વની એના હાથમાં ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંતરી તેવો સ્વર નીસરે—કૃષ્ણને.
જેવું જેટલું જે જેમ કાળે તે તેને કર ઠરે;
એમાં ફેર પડેનહીં કોઇથી શીદ કુટાઇને મરે—કૃષ્ણને.
તારૂં ધાર્યું થાય એટલું હરી ઈચ્છા અનુસરે;
સદાકાળએરીતનીભેનહીં,શીદહું પણમનમાંધરે—કૃષ્ણને.
થાવાનું અણચિંતવ્યું થાશે ઉપનીષદ ઓચરે;
રાખ ભરોસો રાધાવરનો દયા તું શીદને ડરે—કૃષ્ણને.

# હાર ભજનની જરૂરીઆત વિષે.

૬૩

ગોવિંદ ગાવ, મન ગોવિંદ ગાવ (૨)
રામ કૃષ્ણ ભજવાનો આવ્યો છે દાવ-મન૦-ગોવિંદ૦
દુર્લભ નર દેહી તમે તત્પર થાવ (૨)
ભવસાગર તરવાને બેસવાને નાવ-મન૦-ગોવિંદ૦
ભગવતકથા સાંભળોને દૃઢ રાખો ભાવ (૨)
સત્સંગ રૂપી ગંગામાં પ્રેમે કરી ન્હાવ-મન૦-ગોવિંદ૦
બાઇ મીરાં કહે તમે હરિજન થાવ (૨)
હરિકે ચરનમેં ચિત લગાવ-મન૦-ગોવિંદ૦

૬૪

ભજનકેમકરતોનથીપાજીરે,સીતારામકેમથાશે રાજી(ટેક)
મહાદુ:ખ ભોગવીને માયામેળવી,તેનેઉંધેબેઠોદાટી(૨)
ખાધું નહીં ખવરાવ્યું નહીં,પછે જાતાં ફુટે છાતી-ભ૦
વિષય ભોગવતાં વંશ વાધ્યું, ને મુને ત્રઠા માજી (૨
મમતાનીધાણીએ ફેરાફરે, પછે તૃષ્ણા થઇ તાજી-ભ૦

સોનું પહેરીને શોભા દેખાડે ને માળામાં મન લાજી (૨)
ભક્તિવિનાભુંડાહાલતમારા,એમકહીગ્યાપંડિતકાજી-ભ૦
માયાની ટીપણે લાહ લાગી,તેને શું રે બેઠા ચાટી (૨)
કહે પ્રીતમભાઈહરિભજ્યાવિના, અંતે સૌ ધુળમાટી-ભ૦

૬૫

દેવોને છે દુર્લભ એવો મનુષ્યા દેહ આ મળીયો;
તોય હજી હરિભક્તિમાં નથી ચિત્ત તમારો ચડિયો (ટેક)
ચેતો નહીંતો મહા દુઃખ થાશે, ચોર્યાશીમાં જાતા;
તે કરતા શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતા.
હરિ ભક્તિ ભુલ્યા તો અંતે, શ્વાન સુકર થઈ ભમશો;
રોમ રોમ નરકોમાં પડીને, ખુબ પીડા ત્યાં ખમશો.
ત્યાં વળી બુમ બરાડા દેશો, જમની મારો ખાતા;
તે કરતાં શુ દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતા.
હરિ ભક્તિ ભુલ્યા તો અંતે, ખાવી પડશે એઠ;
વળી રાત દિન ભમવું પડશે, પુરૂં કરવા પેટ.
હડ હડ થઇ જન્મારો જાશે, લાત લાકડી ખાતા;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતા-દેવોને

૬૬

હરિ ભક્તિ કરનારે, પલકમેં હોવેગા મરના;
પલકમેં હોવેગા મરના:
અહો હરિજન હૃદય કમલમેં, હરિ ભક્તિ કરના.(ટેક)
કાકારે મામા કુટુંબ કબીલા, છોડ ચલે પ્યારે;
સમજ મન છોડ ચલે પ્યારે:
સ્વપ્નેમેં જો સૃષ્ટિ હોતી, એસા જગ સારે;
એસા જગ સારે રે-સમજ મન એસા૦-સ્વપ્નેમેં૦-
ધામ, ધરા, ધન, માલ ખજાના, આખર નહીં અપના
સમજ મન આખર નહીં અપના;
એક દિન સબ છોડકે જાના મટીમેં ખપના;
મટીમેં ખપના રે-સમજ મન મટીમેં૦-એક દિન૦
કામ,ક્રોધ, મદ, લોભ ન રખના કરના સુકૃતકું;
સમજ મન કરના સુકૃતકું:
એક નિરંજન નામ સમરના, ભવજલ તરનેકું;
ભવજલ તરનેકું રે-સમજ મન ભવ૦-એકનિરંજન૦

જુઠ જગતકી છોડ વાસના જા સદ્ગુરૂ ચરના;
સમજ મન જા સદ્ગુરૂ ચરના;
અહો હરિજન હૃદય કમલમેં હરિભકિત કરના;
હરિ ભકિત કરનાં રે, પલકમેં હોવેગા મરના-અહો૦

૬૭

હરિસેં કોઇ નહીં બડા, દીવાનાક્યું ગફલતમેં પડા (ટેક)
પ્રલ્હાદ બેટા હરિસેં લપટા, જબખંભ કડકડા-દીવાના૦
ગોપીચંદઓરભરથરીરાજા, માલમુલકસબછોડા-દીવાના૦
પુંડરીકને સેવા કીની, વિઠ્ઠલ ઇંટપર ખડા-દીવાના૦
કહતકબીરાસુનોભાઇસાધુ, હરિચરણચિતચડા-દીવાના૦

૬૮

ભજી લેને પ્રભુને બીજું કાંઇ ન વળેરે,
બીજું કાંઇ ન વળેરે બીજું કાંઇ ન વળેરે.—ભજી૦
જાણ્યાનહીં તેં સારંગપાણી સંસારમાં શુંમતીમુંઝાણી
જાણીલે જુગદીશને તો તર્ત તરેરે.—ભજી૦
મનુષ્યા દેહ વારે વારે ન આવે, માટે ભજીલેનેપ્રભુભાવે,
ચેતી લે તે માટે જેથી કાર્ય સરેરે.—ભજી૦

રામ નામની લહેર ન જાણી, ઉલટી ઉમર એળે ગુમાણી,
લખીરામ કે ભાવે ભજો ભગવાનનેરે.—ભજો૦

૬૯

નેહ લગાડી રામને જપો, જાવું છે મરી;
જાવું છે મરીરે, કાયા જાશે પડી—નેહ૦
ઘણે કષ્ટે પીંડ બંધાણો, ગર્ભમાં ધરી; (૨)
માંડ કરીને મનખો પામ્યો, ચોરાશી ફરી—નેહ૦
ઉંચા મંદીર માળીયા તારા, રહેશેરે પડી (૨)
એવી રૂડી મનખાદેહ તારી, ધુળમાં ઢળી—નેહ૦
તેડા આવ્યા શ્રીરામના જાવું કષ્ટની ઘડી (૨)
જમ આવ્યે તારૂં જોર નહીં ચાલે, બાંધશે જડી—નેહ૦
સગા સર્વે વીંટીને બેઠા, મરણની ઘડી (૨)
કાઢો કાઢો સૌ કહે એને રોકોમાં ઘડી—નેહ૦
સંતની સેવા હરિની ભક્તિ, વાત છે ખરી (૨)
શ્રીહરિ કહે રઘુવર સમરો, જાશો તરી—નેહ૦

૭૦

હરિ ભજીયે તો આવે સુખની લહેરજો,
આ દુર્લભ મનુષ્યા દેહનો લહાવો લીજીયે. ( ટેક )
ક્યાં થકી આવ્યો ને જીવ તારે ક્યાં જવું,
બોલ વિચારી જો કરવાનો કામજો;
આ જુઠા જગત સાથે ઝઘડો નવ કીજીયે,
અંતે સાચો બોલી સીતારામ જો—આ દુર્લભ૦
આ મનુષ્યા દેહ પામ્યોરે મોંઘા મુલની,
કોટી જન્મનાં પુણ્ય તણો નહીં પારજો;
આ શીશને સાટેરે માગી નહીં મળે,
એક ઘડી તો લાખેણી વહી જાય જો—આ દુર્લભ૦
આ વ્રજવાસી ગોપીયે લહાવો લુંટીયો,
મુકી દીધી કાંઈ માત પિતા કુળ લાજ જો;
સાચું તે સગપણ રે શામળીયા તણું,
સરીયાસરીયા એ વનિતાના કાજ જો—આ દુર્લભ૦
આ તન મન ધન જોબનરે રંગ પતંગનો,
આજોને જોતામાં વણસી જાય જો;

અંતરમાં ઓળખીલે આતમ રામને,
કહે પ્રીતમ તારૂં આવોગમન મટી જાયજો-આદુર્લભ૦

૭૧

જીવતેં હરી ન સમર્યા ઘડી, કાયા કાલ જાશે પડી;
મન તેં પ્રભુ ન સમર્યા ઘડી, કાયા કાલ જાશે પડી.
રાત દીવસ ધંધામાં રઝળ્યો, નિંદા કથા સુખ ઘડી;
જોબનમાંજનમારોખોયો (૨) તારીમહેનતમાથેપડી-જી.
સોનાની ચાખડીએ ચડતો ને, હીરે રત્ને જડી;
વાંકી ફોજુ કલંગીવાળો (૨) જમડા જાસે જડી-જી.
પેરણ પીતાંબર પલંગે પોઢતોને, ઓઢણુ છે પાંમડી;
આલોકસુખમાંઉંઘીરહ્યો (૨) પછીજમડાજાસેજડી-જી.
નાડી ખેંચાશે ને જીભ ઝલાશેને, નીર નહીં ઉતરે નળી;
હજારવિંછીનીવેદનાથાશે(૨)પછેસોયદીનઆવશેચઢી-જી.
ખાટયું ઘણું પ્રાણી ખર્ચીનશકયો, ને દાટી બેઠોછે દડી;
ભોજો ભકત કહે અંતેએની, પછી બાંધી ચાલ્યા ઠાઠડી-જી.

૭૨

શા માટે તું ભજતો નથી, સેહેજે સીતારામ રે;
આ કાયા તો તારી નથી, હાડકા ને ચામ રે;
તેમાં તે શું મોહિ રહ્યો છે, ગાફલ ગુલામ રે-શા૦
પાંડવોની પ્રતિજ્ઞા પાળી, દ્રૌપદીનાં ચીર રે;
સુદામાની વેળા વાળી, ઉગાર્યો પ્રહ્લાદ રે-શા૦
રાવણ સરખા રાણા હતા, સોના સરખા ધામ રે;
સવાલક્ષ જેના પુત્ર હતા, તેનાનથી ઠેકાણા ઠામરે-શા૦
આગળ તો તારે હુકમાઇહતી, ઘેર હતા ગુલામરે;
બાજીગરનો વાંદરોભાઇ, ભરાવશે સલામ રે-શા૦
ઉંચી મેડીને અજબ ઝરૂખા, નીચાનીચા ધામ રે;
છત્રપતીતો ચાલ્યા ગયા, તેનાં નથી ઠેકાણા ઠામરે-શા૦
ધાઇધુતી ધન ભેળું કીધું, દાટયા રહેશે દામ રે;
બાપદાદા જેના વહીગયા, એનાખોળીકાઢોનેનામરે-શા૦
પાપની તો પાળો બાંધી, ધરમ નહી લગાર રે;
કહે ભવાનભાઈ સાંભળોતમે, ભજીલીયોભગવાનરે-શા૦

૭૩

ઉઠો ખડા કોઈ ચેતોને પ્યારા, સાન સમજો સદ્દગુરૂ કેરી
જેમદીપકપરપવનઝપેટે,કાલ ખડારેતેરા શિરવેરી-ઉઠો.
છોટી ઉમરમેં બડા મનસુબા, જ્યું ઉઠત સાયર લહેરી
ધીકુધીકુઉમર ખોઈઅકારજ, કાલલેશેતેરોતનહેરી-ઉઠો.
બાલપણામાં હસીખેલ ગમાયા, જોબન જુવતી તનહેરી
વૃદ્ધભયા અંગઆળસ આયા, ભ્રષ્ટભઇ બુદ્ધિતેરી-ઉઠો.
આજકાળકરતાઆવ્યો તારોવાયદો,કાલલેશેતેરોતનઘેરી
એક પલકમેં પકડ પછાડે,ક્યાંરહેગાતેરોજીવડેરી-ઉઠો.
સદ્દગુરૂજી ઉપદેશ બતાવે, માનો શીખામણ અબ મેરી
હરીદાસ કહે રામરટન કરો,તીન લોકમેંનહીંવેરી-ઉઠો.

૭૪

જોબનકા મગરૂરી મત કરના, દીન ચારોકા હુય ચટકા,
રૂપદેખીકેક્યુંમનરાચો રામભજનસે ક્યોલટકા-જોબન૦
જાયા સોઇ આખર મરનેકા, રેનદીનમનમેં ખટકા,
જાગેગાકોઇ વીરલાજોગી, નેનનીંદસેનહીં મટકા-જોબન૦

ગોરખ જાગ્યા કબીરા જાગ્યા, કાળ મારા કીનો કટકા
સિદ્ધચોર્યાસીસોપણજાગ્યા, જીનકામનલીનમેઅટકા-જો.
સાધુ સંતકી સેવા કર લો સબદ શાખ દીલમેં અટકા
સુરત સુરતકા દોરનચુકો, ખરાખેલજયું હય નટકા-જો૦
સમજે વાકું સુખદ સહજહય, અણસમજુ કું હય ભટકા
મારપડે તોએ પારનપહોંચે, મનઘોડા તીથે અટકા-જો૦
આપકા આતમતત્વ વિચારો, સાહેબ સાક્ષી સબઘટકા
પારપોંચાઓહરીદાસપલકમેં,મીટેચોર્યાસીકાભટકા-જો૦

૭૫

સર્વ તજીને ભજીએ શ્રી ગોવિંદને,
જે નારાયણ નોધારાના આધારજો;
ભાંગે સંકટ કુડારે સંસારના,
જેના નામે ઉતરીએ ભવપાર જો—સર્વ તજીને૦
અપરમાને વચને ધ્રુવજી વન ગયા,
નારદજીએ દીધો છે ઉપદેશ જો;
જ્ઞાન ભક્તિ વૈરાગ્યતે મનમાં આણીયાં,
પ્રભુ ભજયા કાંઈ ત્યાં જઈ બાળે વેશજો-સર્વ તજીને૦

દૈત્ય પુત્ર પ્રલ્હાદજી ને આગે થયા,
લાગ્યો છે કાંઇ પિતા પુત્રનો વાદજો;
સ્તંભ થકી પ્રગટયારે નૃસિંહ રૂપધરી,
શ્રી મહાપ્રભુજીએ દીધો તેને સાદજો—સર્વ તજીને૦
લાખા ગૃહેમાં પાંડવને આવી મળ્યા,
ભકતજનોને દીધી છે ઘણી ધીરજો;
સમરણ કરતાં આવ્યા છો તમે સદા,
ભકતરેજન ઉગાર્યા પાંચે વીરજો—સવ તજીને૦
સુદામાનું દારિદ્રપણ તો જાણીયું
મુષ્ટિક તાંદુલ આરોગ્યા મહારાજાજો;
દાસ દયાના પ્રભુજીએ કરૂણા કીજીયે,
ભકતરે જનના કીધા કોટીક કાજજો—સર્વ તજીને૦

૭૬

મારે આજે આનંદનો દિન છે રે
હરિની ભકિત કરે તેને ધન્ય છે રે (ટેક)
વહાલે નરસિંહ મહેતાને હાર આપીયોરે (૨)
ધ્રુવને અવિચળ કરીને સ્થાપીયોરે—મારે૦

વહાલે નામાની છાપરી છાઇ છે રે (૨)
સુદામાની તે નાર સુખ પાઇ છે રે-મારે૦
વહાલે વિખડાં વાર્યાંતે મીરાં બાઇનારે (૨)
લજ્જા રાખી સંસારીઆના સાથનીરે-મારે૦
ગુરૂ પ્રતાપે ભીમદાસ બોલીયારે (૨)
મારા અંતરના પડદા ખોલીયારે-મારે૦

૭૭

ધન્ય જેણે હરિ ગુણ ગાયા-સંસારીયામાં ધન્ય૦
બીજા સૌ જાણજો ભવાયા-સંસારીયામાં ધન્ય૦
હાથી ઘોડાને સુખપાલ બેઠે શું થયું (૨)
શું થયું મેળવી માયા-સંસારીયામાં ધન્ય૦
કંઠ સાહીને જમ કાઢશે પલકમાં (૨)
દુર રહેશે સુત વિત્ત દારા-સંસારીયામાં ધન્ય૦
દયાના પ્રીતમ ભજો નંદના કુંવરને (૨)
સફળ થાશે તારી કાયા-સંસારીયામાં ધન્ય૦

## પ્રેમ વિષે.

૭૮

વહાલો પ્રેમને વશ થયા રાજી રે
એમાં શું કરે પંડિત ને કાજી રે—વહાલો૦
કરમાબાઇનો આરોગ્યા ખીચડો, નેવિદુરની ખાધીભાજી;
જુઠા બોર શબરીના ખાધા,
વહાલે છપ્પનભોગ મેલ્યા ત્યાગી રે—વહાલો૦
વિદુરને ઘેર શ્રી કૃષ્ણ પધાર્યા, ને કેળા આણ્યાતા માગી;
ગર્ભ કાઢી નાંખીને છાલ ખવરાવી;
વહાલે તોએ ન જોયું જાગી રે—વહાલો૦
ગુણકા હતી તે પોપટને પઢાવતી, ને તેમાંથી લેહલાગી;
ભગવાન હતા તે સહેજમાં મળ્યા;
એની સંસારની ભ્રમણા ભાંગી રે—વહાલો૦
ભકતની લોક નિંદા કરે, ને જગત થયું છે બહુ પાજી;
ભલે મળ્યા મહેતા નરસિંહના સ્વામી,
માથે ગિરધર રહ્યો છે ગાજી રે—વહાલો૦

૭૯

પ્રેમની વાત છે ન્યારી,
ઓધવજી પ્રેમની વાત છે ન્યારી (ટેક)
પ્રેમની વાતુંમાં ઓધા તમે શું જાણો;
બીજા શું જાણે સંસારી—ઓધવજી૦
પ્રેમની વાતુંમાં ઓધા બ્રહ્માજી ભુલ્યા,
વેદ મેલ્યા છે વિસારી—ઓધવજી૦
તમારો રંગ ઓધા રંગ છે પતંગનો,
અમારો રંગ છે કરારી—ઓધવજી૦
વેદ શાસ્ત્રમાં ઓધા સ્ત્રી નવ તારી,
વ્રજ વનિતાને કેમ તારી—ઓધવજી૦
વલ્લભના સ્વામી પ્રભુ રસિક શિરોમણિ,
નીસરવાની નથી બારી—ઓધવજી૦

૮૦

મેં તો હરિગુણ ગાવત નાચુંગી;
નાચુંગીમેંતોનાચુંગીમેંતોહરિગુણગાવતનાચુંગી(ટેક)
અપને મેહેલ બેઠબેઠ કર, ગીતા ભાગવત બાચુંગી-મે૦

જ્ઞાન ધ્યાનકી ગઠરી બાંધકર, હૃદય કમળમેં રાચુંગી-મે૦
બાઈમીરાંકહેપ્રભુગિરધરનાગર.સદાપ્રેમરસચાખુંગી-મે૦

૮૧

દિલ લગાય રામ ફકીરીમેં (ટેક)
રામ ફકીરી અદલ ફકીરી (૨)
ચારો ખુટ જગીલીમેં-દિલ૦
જો સુખ મિલતા રામ ભજનમેં (૨)
સો સુખ નાહીં અમીરીમેં-દિલ૦
કહત કબીરા સુનો ભાઈ સાધુ (૨)
સાહેબ મિલતા સબુરીમેં-દિલ૦

૮૨

જેકોઇ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે (ટેક)
સિંહણ કેરૂં દુધ હોયતે, સિંહણ સુતને જરે (૨)
કનક પાત્ર પાખે સહુ ધાતુ ફોડીને નીસરે-પ્રેમરસ૦
સક્કર ખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે (૨)
ક્ષીર સિંધુનું માછલડું જેમ, મીઠા જળમાં મરે-પ્રેમરસ૦

સોમ વેલ્લી રસ પાન શુદ્ધ જે બ્રાહ્મણ હોય તે કરે (૨)
વગળ વંશીને વમન કરાવે વેદ વાણી ઉચ્ચરે-પ્રેમરસ૦
ઉત્તમ વસ્તુ અધિકારવિના મલે, તદપિ અર્થ નાસરે (૨)
મચ્છભોગીઆગલોમુકતાફળ, દેખીચંચુનાભરે-પ્રેમરસ૦
એમ કોટી સાધને પ્રેમવિના પુરૂષોત્તમ પુંઠ ન ફરે (૨)
દયા પ્રીતમ શ્રી ગોવર્ધન ધર, પ્રેમભકિતએ વરે-પ્રેમરસ૦

---

## વ્યભીચાર વિષે.

૮૩

ધિક ધિક તારો જો અવતારરે,
તેં તો ન કર્યો નર જો વિચારરે.
ચૌદ લોકને ગઈ છે નારી ચાવીરે,
તુંને તેની પતીજ કેમ આવીરે.
બ્રહ્મા સરખાને જેણે જો ભોળાવ્યારે,
શિવ સરખાને જેણે ડોલાવ્યારે.
જેણે એકલ શૃંગીને અંધ કીધોરે,
જેણે પારાશર પકડીને લીધોરે.

કીધું નારદ તણું તે મુખ કાળુંરે,
ઋષિ સૌભરી તણું તે તપ ટાળ્યુંરે.
જેણે અંધ તે અસુર કુળ કીધુંરે,
તેણે અમૃતને જો વિખ દીધુંરે.
જેણે રાવણ તણું તે કુલ ખોયુંરે,
ત્યાં તારૂં તે મન કેમ મોહ્યુંરે.
લીધું દુ:ખ તે અલ્પ સુખ સાટેરે,
કહે નિષ્કુલાનંદ તે માટેરે.

૮૪

તમે પાછાંને વળાવોરે, (૨) રાજા રાવણ જાનકીરે
જાનકીછે ગઢરે લંકાનોરે કાળ-માતાજીછેગઢરે૦-તમે૦
લંકા કેરા કાંગરારે, રામે તારા ઘેરીયારે (૨)
પથરા કાંઇ તારીને બાંધી છે પાજ—તમે૦
લંકા ગઢમાંહીરે, હનુમાન જતી આવીયારે (૨)
લીધી લીધી સીતાજી કેરીરે શુદ્ધ—તમે૦
એમ કરી બોલ્યારે, નાર મંદોદરીરે (૨)
અવિચલ હોજો, રામ તમારૂંરે રાજ—તમે૦

## સાધારણ નીતિ વિષે.

### ૮૫

ભાવે કરી ભક્તો તમે હરિગુણ ગાઓ
હરિગુણ ગાઓને લીઓરે આ લ્હાવો-ભાવે૦
ઈશ્વરમાં રાખી આશ, વેદમાં ધરી વિશ્વાસ,
દિલથી થઇને દાસ રામને રીઝાવો-ભાવે૦
રાંક માથે રાખો રહેમ, પ્રભુ સાથે જોડો પ્રેમ,
નીતિ તણા નેમ તેમાં ચિત્ત ન ચુકાવો-ભાવે૦

### ૮૬

ભાવથી પ્રભુ ભજો, પ્રભુ ભજો (૨)
તમે તરકટ કરવા તજોરે—ભાવથી૦
હાંરે દયા દિલમાં રાખજો દહાડીરે (૨)
તેથી અતિસુખ પામશો અગાડીરે—ભાવથી૦
હાંરે કોઇ પારકા સંકટ કાપોરે (૨)
ભાવી ભુખ્યાને ભોજન આપોરે—ભાવથી૦
હાંરે જે જે દીસે છે તે છે જવાનુંરે (૨)
એમાં કંઇ નથી રહેવાનુંરે—ભાવથી૦

હાંરે જ્યારે આવશે વેળા છેલ્લીરે (૨)
પ્રભુ વિના બીજો નથી બેલીરે—ભાવથી૦
હાંરે નથી રહેવાનું દલપતરામેરે (૨)
પ્રભુ ભજે તે શુભ ગતિ પામેરે—ભાવથી૦

---

## પરમાર્થ વિષે.

### ૮૭

તું તીર્થમાં જ્યાં ત્યાં વિચરતો,, ધર્મ જાણીને ધસ્યો,
વૈરાગ્યથી વસ્તી તજીને, વન વિષે જઇને વસ્યો;
ભગવા ધરીને ભટકતો રહી પેટ ભીખીને ભર્યું,
શી રીતે ઇશ્વર રીઝશે, તેં સારૂં કોઇનું શું કર્યું.
તેં નિત્ય સ્નાન ત્રિકાળ કીધું, ચાહી ગોમય ચોળીને,
તેં પંચ ગવ્ય વિશેષ પ્રાશન કીધું ઘોળી ઘોળીને;
આહાર એકજવાર કરવો, એવું વ્રત તેં આચર્યું,
શી રીતે ઇશ્વર રીઝશે, તેં સારૂં કોઇનું શું કર્યું.

તેં નવનવા નૈવેદ્ય કરીને તે પ્રસાદી તું જમ્યો,
ઉપવાસને એકાસણા કરી દેહને બહુ તેં દમ્યો.
ખાટા ખાણીને દાટીયું જે અન્ન જમતાં ઉગર્યું,
શી રીતે ઇશ્વર રીઝશે, તેં સારૂં કોઇનું શું કર્યું.
તેં પ્રાર્થના પ્રભુની કરી, મુખ વિવિધ વચન ઉચ્ચારીને,
તેં સ્તોત્ર પાઠ ઘણા કર્યા નિત્ય નિત્ય નીયમો ધારીને;
ગદ્‌ગદ સ્વરે ગુણગાન કરતાં આંખથી આંસુ ઝર્યું,
શી રીતે ઇશ્વર રીઝશે તેં સારૂં કોઇનું શું કર્યું.
ભગવાન લુખી ભક્તિથી રીઝે નહિ તલ માત્ર તે,
પણ ભકિત પર ઉપકાર સાથે થાય પ્રભુ પ્રિયપાત્ર તે;
તે વગર વાદ વિવાદ કીધા, કામ તેથી શું સર્યું,
શી રીતે ઇશ્વર રીઝશે તેં સારૂં કોઇનું શું કર્યું.

૮૮

થિર ઠરીનો કોઇ આ ઠામ, રે નથી રહેવાનું
કરી લો કાંઇ રૂડા કામ, રહેશે કહેવાનું (ટેક)
વિક્રમ સરખા વીર ગયાને, ભુપ ગયો વળી ભોજરે;
જોરાવર જયકારી જગતમાં, ફરતી જેની ફોજ—રે નથી.

મોતીશા મુંબઇમાં મોટો, સરસ હતો સાહુકાર રે;
નામ ગયું ને ઠામ ગયું, વળી ગયા ગરથ ભંડાર-રે નથી.
હેમાભાઇ હયાત હતાને, શેઠ હતા હઠિસંગ રે;
તે પણ દુનિયા તજી ગયાને, મનમાંરહયોઉમંગ-રે નથી.
પઠયું રહેનાણું પૃથ્વીમાં, અગણિતઆડેઆંકરે;
સમજીલેજો કંઇપણસાથે, નહી આવે નવટાંક-રે નથી.
આરંભેલા અધુરાં રહેશે, કઇક જગતના કામરે;
તરત અજાણ્યું તેડું આવે,તજીને જવું તમામ-રે નથી.
લાચારોની આશિષ લેજો, નિશ્ચળ કરજો નામરે;
સમજોતો સારી શીખામણ, દે છે દલપતરામ-રે નથી.

૮૯

કોઇનોભારનરાખેમોરારીઆપેવ્યાજસીખગર્થવાળી(ટેક)
સુદામાજીના તાંદુલ લીધા, તેના મોલ કનકનારે કીધા.
દ્રોપદીજીનું આવ્યું રે ટાણું,ચીર પુર્યા તે નવસે નવાણું.
પાટો બાંધ્યોતે પીડારે જાણી, ચીર પૂર્યાની એંધાણી
થોડું ચંદન કુબજાનું લીધું,એને રૂપ અનુપમ દીધું.
ગોવાળીએ ઓછવ કીધો વહાલે કરપર ગોવર્દ્ધનલીધો.

જેનું લીધું હતું તેનું દીધું,તેમાં પરમારથ તેં શું કીધું.
ધન્ય ધન્ય નરસિંહાતારીવાણીએમબોલ્યાતેસારંગપાણી.

૮૦

ભકતોની ભીડ ક્યાં ન આવ્યો રે—હું તો ભકતોની૦
એમ કેહે છે શ્રી રણછોડ રાયો રે—હું તો ભકતોની૦
કબીર સારૂ હું તો વણજારો થઇને (૨)
પોઠ ભરીને ઘેર લાવ્યો રે—હું તો ભકતોની૦
ધના ભગતની મેં ખેતી નીપજાવી (૨)
ઘઉંના ગાડા ભરી લાવ્યો રે—હું તો ભકતોની૦
સેના ભગત સારૂ સન્મુખ રહીને (૨)
હું સેનો નાવી કહેવાયો રે—હું તો ભકતોની૦
પ્રહ્લાદની મેં તો પાળી પ્રતિજ્ઞા (૨)
સ્થંભમાં વાસ કરાવ્યો રે—હું તો ભકતોની૦
નામદેવ સારૂ મેં મારેજ હાથે (૨)
ઘરનો છાપરો છાયો રે—હું તો ભકતોની૦
દામાજી સારૂ સામો મહારાજ થઇને (૨)
ભરણું ભરીને પોંચ લાવ્યો રે—હું તો ભકતોની૦

નરશીંહ મેતાને માંડલીક મારવાને આવ્યો, (૨)
કેદારો મધરાતે લાવ્યો રે–હું તો ભકતોની૦
કુંવર બાઈનું મેં પુર્યું મામેરૂં, (૨)
મેં સૌનો કર ચુકાવ્યો રે–હું તો ભકતોની૦
દાસ નારાણસીંગ કહે કરૂણા કરીને, (૨)
કૃષ્ણજીએ કર મારો સાહ્યો રે–હું તો ભકતોની૦

---

## સ્મર્ણ વિષે.

૯૧

સુમરન બિના સુખ નહીં પાવેગા;
નહીં પાવેગા, નહીં પાવેગા (ટેક)
ભવ સાગરમેં ભટક મરેગા (૨)
જો ગુરૂ વાકય બિસારેગા–ભલા જો૦–સુમરન૦
કુંભી પાક આદિ નરકનમેં (૨)
યમ કિંકર લે જાવેગા–ભલા યમ૦–સુમરન૦
અજપા જાપ નાવ ભવજલ તેં (૨)
પલમાંહી પારપહોંચાવેગા–ભલા પલ૦–સુમરન૦

ભાવ ધરી ભજ નિર્ગુન ચૈતન્ય (૨)
ફેર જન્મ નહીં પાવેગા-ભલા ફેર૦-સુમરન૦
વિમલ વિપદ નિત્ય શ્રી સદ્‌ગુરૂકા (૨)
દેવકૃષ્ણ યશ ગાવેગા—ભલા દેવકૃષ્ણ૦-સુમરન૦

૯૨

નારાયણનું નામ લેને તું પ્રાણીરે
બદ્રિનાથ પ્રગટ જુગ જાણી-(ટેક)
ગર્ભવાસે રક્ષા કીધી તારીરે
લીધો જઠરા અગ્નિથી ઉગારીરે
તેને કેમ મેલ્યો છે વિસારી-નારાયણ૦
નરદેહ દીધો તને નાથેરે
ધન હોય તો વાવર તારે હાથેરે
પડ્યું રહેશે કોડી નાવે સાથે-નારાયણ૦
વણ સમજે કહે મારૂં મારૂં રે
ધન કાજ ફરે તન બારૂં રે
તારા હાથે નથી ધન તારૂં-નારાયણ૦

મિથ્યા સુખમાં તે શું લપટાણોરે
લોક લાજે ગળે દીધો પાણોરે
જાયછે તૃષ્ણાના પુરમાં તણાણો—નારાયણ૦
કાયા માયા એ રીતે કાચી રે
તેના રંગમાં તે શું રહયો રાચી રે
બ્રહ્માનંદ કહે વાત સાચી-નારાયણ૦

૯૩

ભજોને ભગવાનને, પછી દિલમાં થાશે ઓરતો,
કરશો કુડા કામ વાસીડાની વસ્તુ નથી હોરતોરેજી-ભ૦
જીભલડી જુઠા બોલશે, તેને વશ કરીને વારજો,
જેનારે પડે કામ તેને સવાયા સંભારજોરેજી-ભ૦
જયારે બુઢ્ઢાપણ આવશે, ત્યારે સારા ભોજન ભાવશે,
કાળા મટી કેશ માથે ધોળા ફેરી આવશેરેજી-ભ૦
જાવું રે એકા એકને, સાથે લેજો સદાશીવને,
સમરણકરોશામનું,ધોખો નહિં થાએતારાજીવનેરેજી-ભ૦
સમરણ કરો શામનું, તારું થાયજો તારા તનમાં,
સુળદાસકહે મહારાજ,મોહનરહેજોમારામનમાંરેજી-ભ૦

## નામ મહાત્મ્ય વિષે.

૯૪

નામકી મહીમા અગમઅપાર,તાકોકોઇ ન પામેપાર-ના૦
નેતિ નેતિ કર વેદ કહુતહે, પાવત ન શકે પાર,
ચતુરાનન ચારો જીભ્યારો, નીશદીન કરે પોકાર-ના૦
શુન્યસમાધીલગાય ધ્યાનધર,શીવશનકાદીક ગયેહાર,
શેષ સહુસ્ર મુખ નામ જપતહે, લે પૃથ્વીકો ભાર-ના૦
ત્રેતા મધ્યે રામે એક તારી, ગૌતમ રૂષીકી નાર,
નામ ભજનસેં જીવ અનેક, દિનપ્રતી હોત ઉધ્ધાર-ના૦
એહી નામ સકળ ઘટમાંહી,સંતન લીઓ નીહાર,
સાહેબ કબીરકું ગુરૂજીને દીનો, સોઇ નામ નીજસાર-ના૦

૯૫

નામ સુધારસસાર સરવમાં,પરખી પ્રેમ શું પીધોરે,
ભુતળપતિપદ તેને ન ભાવે,લહાવો નૌતમ લીધોરે-ના૦
એ રસ મોંઘે મુલે મળે નહી, વૈકુંઠનાથને વાલોરે,
અજ ઉમયાપતી ઇચ્છક એના, અદ્વૈતપદનોપ્યાલોરે-ના૦

પુરણ બ્રહ્મ એ રસને પીછો, નથી સમો વડ એવોરે,
જગતનું જીવન એનેરે કહીએ,મહાવીરલાનોમેવોરે-ના૦
કોટી જગનને જપ તપ તીરથ,તોએ તુલ્યનઆવેરે,
પૃથ્વી પાત્રને મુકતા ભરીયું,એથી અધીકપણ પાવેરે-ના૦
નામસમોવડ કોઇ ન આવે, અમુલ્ય વસ્તુએવીરે,
સદ્‌ગરૂ સ્વામી કૃપા કરે તો, ત્યાંથી મળે તેવીરે-ના૦
દુર્લભ દીઠાને મહારસ મીઠો, સ્વાદ કહયો ન જાયેરે,
નીરાંત નામ સુધારસ પીતાં, હરી સરખો થઇ જાયેરે-ના૦

૯૬

શ્રીનાથજીના નામસમાન કોઇ નાવે—મારાપ્રભુજીનાનામ૦
સુધન્વા રાજાને કાચી તેલ તડામાં તાવે,
સમર્યાહરીનેમાંયઝીલાણા,ભકિતતણો વેદ ગાવે—મારા૦
દુષ્ટ દુર્યોધન બેઠાં ત્યાં સુંદરી સભામાં ન આવે,
અબળાતણીઅરજસુણીકરીનેઅણવાણેપાયઆવે—મારા૦
વિપ્ર સુદામાના ઘરમાં છે સંકોચ તાંદુલ લઇને ખાવે,
ખટરસ ભોજન તજી કરીને,ભાજી વિદૂર ઘેરપાવે—મારા૦

કોઈજાયગંગાને કોઈ જાય કાશી, અશ્વમેઘ જગન કરાવે,
સાતસાયરને પૃથ્વી પ્રદક્ષિણાને, કોટી કોટી કન્યા પરણાવે;
અનેક ગાયોનાદાનકરીને, કોટીકોટીકન્યાપરણાવે-મારા૦
જાગજગનને લાગને ભાગમાં, વેદ પુરાણ જશ ગાવે,
સ્વામીગોવિંદાનાસ્મર્ણ કરીને હેતેહરીના ગુણગાવે-મારા૦

૯૭

કૃષ્ણ રામા રામા રામા, કૃષ્ણ રામા રામા રામા;
રામા રાયા રઘુબારે, રાયા રઘુબારે-કૃષ્ણ૦
નામ ગેઉન કરે ધંધા (૨)
ત્યાલા સમાધ તો સદા, સમાધ તો સદા-કૃષ્ણ૦
નામ ગેઉન પાયે ચાલે (૨)
ત્યાલા યજ્ઞ પાહુલે પાહુલે, પાહુલે પાહુલે-કૃષ્ણ૦
નામ રટત આસો બ્રાસી (૨)
તે તો જેવલા ઉપવાસી, જેવલા ઉપવાસી-કૃષ્ણ૦
જે કોઇ રામ નામ ગાવે (૨)
ત્યાલા તુકા વંદે પાયે, તુકા વંદે પાયે-કૃષ્ણ૦

૯૮

ભજ રામ રામ રામ રામ રામ રામ રામા (ટેક)
રામ નામ વેદ મૂલ, તા સમ નહીં ઓર તૂલ;
ભજત મિટત ત્રિવિધ શૂલ, છુટતહીં ભવગ્રામા-ભજ૦
રામનામ વિમલ નીર, સંતન સતસંગ ધીર;
ગાવત સુરનર મુનીવર, પાવત નિજ ધામા-ભજ૦
રામનામ કમલ ફુલ, સંતન મન ભ્રમર ભુલ;
ઝુમી ઝુમી પીવત, અમૃત કરી પાના-ભજ૦
રામ નામ નિરંકાર, તુલસીદાસ નમસ્કાર;
દીજે પ્રભુ ભકિતદાન, પલપલ હરિ નામા-ભજ૦

## શ્રી કૃષ્ણ વિષે.

૯૯

જય જય કૃષ્ણ કમલદલ લોચન,
કલિમલ મોચન કંસ અરિરે. (ટેક)
જય જગવંદન દેવકી નંદન, (૨)
પરમાનંદ મુકુંદ હરિરે—જય જય૦

જય વરદાયક યદુ કુળ નાયક, (૨)
દાનવ નાશક સબળ હરિરે—જય જય૦
જય કમલાવર જગમંગલ કર, (૨)
તમ ચરણે નમું પ્રેમ ધરીરે—જય જય૦

૧૦૦

કાહે ન મંગલ ગાવે યશોદા મૈયા,
કાહે ન મંગલ ગાવે. (ટેક)
પુરણ બ્રહ્મ સકલ અવિનાશી, (૨)
સો તેરી ધેનુ ચરાવે—યશોદા૦
કોટિ કોટિ બ્રહ્માંડ કે ભર્તા (૨)
જપ તપ ધ્યાને ન આવે,
ન જાનું યહ કોન પુન્ય હય (૨)
જશોમતિ ગોદ ખેલાવે—યશોદા૦
શિવ સનકાદિક આદિ બ્રહ્માદિક (૨)
નિગમ નેતિ યશ ગાવે,
શેષ સહસ્ર મુખ રટત નિરંતર (૨)
સો જાકો પાર ન પાવે—યશોદા૦

સુંદર બદન કમલ દલ લોચન (૨)
ગો ધેનુ કે સંગ આવે,
માત યશોદા કરત આરતિ ૨)
કબીરા દર્શન પાવે—યશોદા૦

૧૦૬

વૃજ વહાલુંરે વૈકુંઠ નહીં આવુંરે (૨)
ત્યાં નંદ કુંવર ક્યાંથી લાવુંરે-વૃજવહાલું૦
ત્યાં લલીત ત્રિભંગ શ્રી ગિરધારી (૨)
સંગે સોહીયે રાધા પ્યારી,
એમને નિરખતાં આંખ ઠરે મારીરે-વૃજવહાલું૦
ત્યાં જમુના શ્રી ગિરિવર છેજ નહીં (૨)
મારૂં મનજ સત્ય હરેજ નહીં,
મારા પ્રાણ પ્રસન્ન ત્યાં રહેજ નહીરે-વૃજવહાલું૦
ત્યાં શ્રી વૃંદાવન રાસ નહીં (૨)
વ્રજવનિતાની સંગે વિલાસ નહીંરે,
વિષ્ણુ વેણુ વાયાનો અભયાસ નહીંરે-વૃજવહાલું૦
સુખ સ્વર્ગનું કૃષ્ણ વિના કડવું (૨)

મને ન ગમે બ્રહ્મ સદન અડવું,
ધિક ધિક એ સુખ પામીને પડવું રે-વ્રજવહાલું૦

## લયલીનતા વિષે.

૧૦૨

મુંને વધાયું વહાલાજીની સાથ
મુંને વહાલો વિસાર્યા નવ વીસરેરે (ટેક)
આઠે પહોર ઉલામણ મારા ઉરમાંરે
બીજી વહાલી ન લાગે વાત—મુંને વહાલો૦
જેમ રત્ન જડ્યું હોય રંકને રે (૨)
તેમ સત્ય થયું છે સાક્ષાત—મુંને વહાલો૦
જેને કાજે દમે છે અતિ દેહનેરે (૨)
તે તો આવ્યું છે મારેરે હાથ—મુંને વહાલો૦
વારે વારે જાઉં ગુરૂજીને વારણેરે (૨)
જેણે નરખાવ્યા નૌતમ નાથ—મુંને વહાલો૦
તેને તોલે ન આવે ત્રણ લોકમાં રે (૨)
જેની વિધ્ધ વિચિત્ર છે ભાંત—મુંને વહાલો૦

ધન્ય ધન્ય દયારે ગુરૂદેવની રે (૨)
નામ નીરાંત નરખાય અજાત—મુંને વહાલો૦

૧૦૩

રામ બાણ લાગ્યાં હોય તે જાણે,
ઓલ્યા મુરખ મનમાં શું આણે (ટેક)
ધ્રુવને લાગ્યાં પ્રહ્લાદને લાગ્યાં, તો ઠરીને બેઠા ઠેકાણે,
ગર્ભવાસમાંશુકદેવનેલાગ્યાં,એતોવેદવચનપરમાણે-રામ૦
મોરધ્વજ રાજાનું મન હરી લેવા, હરિ આવ્યા જે ટાણે;
લઈ કરવત મસ્તકપર મેલ્યુંને પત્નિપુત્રબેઉતાણે-રામ૦
મીરાંબાઇપર ક્રોધ કરીને, રાણાજી ખડગજ તાણે;
વીખનાપ્યાલાગીરધરલાલેઆરાગ્યાએતોઅમૃતનેઠેકાણે-
નરસિંહ મેતાની હુંડી સ્વિકારી, ખેપ ભરી ખરે ટાણે;
આગળસંતઅનેકઓધાર્યા,એવું ધનોભગતઉરઆણે-રામ.

૧૦૪

રે સગપણ હરિવરનું સાચું (૨)
બીજું તો સર્વે ક્ષણ ભંગુર કાચું-રે સગપણ૦

હરિવિના બીજાને વરવું, તજી ગજ ખરપર ચઢી ફરવું,
એ જીવ્યાથી મરવું છે સારૂં-રે સગપણ૦
કે રોગટ ફેરા શીદ ફરીયે, કે પરઘેર પાણી કાં ભરીયે,
કે વરીયે તો નટવર વર વરીયે-રે સગપણ૦
કે ના ડરૂં લોક તણી લાજે, મારે શિર ગીરધર વર ગાજે,
આ દેહ ધર્યો નટવર કાજે-રે સગપણ૦
હવે મેંતો પ્રીતલડી ટાળી, ભાંગ્યુ મન મિથ્યા સૌ ભાળી,
કે વરવા જેવા મળ્યા વનમાળી-રે સગપણ૦
એવું જાણી મેં સગપણ કીધું,મેણું મેં તોજગનું શીરલીધું,
જેથી રે મારૂં કારજડું સીધ્યું-રે સગપણ૦

૧૦૫

વરીએ તો શામળીયો વરીએ રે,
ચતુર વર વરીએ તો શામળીયો વરીએ.
સંસારી સગપણ કાચું, પરણી રંડાવું પાછું (૨)
હાંહાંરે એને ઘેર તે પાણી શીદ ભરીએરે-ચતુર વર૦
સંસાર તો સર્વે જુઠો, શું થાશે રૂઠો કે તુઠો (૨)
હાંહાંરે એને તુચ્છ તે જાણીને ફરીએરે-ચતુર વર૦

જેને પરણે દુઃખ જાય, અખંડ હેવાતણ થાય ( ૨ )
હાંહાંરે તેની સાથે તે પ્રીત કરી રહીએરે-ચતુર વર૦
સંસાર તો સરવે ખોટો, પાણી માંહેનો પરપોટો ( ૨ )
હાંહાંરે એતો ફુટી જાશે નાનો મોટોરે-ચતુર વર૦
દયા પ્રીતમ કેરો વહાલો, નાગર નંદલાલો ( ૨ )
હાંહાંરે તેહનો સાહયો કરીને મહાલોરે ચતુર વર૦

૧૦૬

વરીએ શામળીયા વરની સાથે-હાંહાં વરીયે૦—
ના ના નેડલો કરીએ કોઇ સાચાની સંગાથે—
હંસલોનેબગલોએઉજનમસંગાથીરેબેઉચાલ્યાએકવાટે-૨
હંસલાને જોઇએ રૂડો મોતીડાનો ચારો (૨)
ઓલ્યો બગલો મોહયો તેની સાથે—ના ના૦-વરીયે.
ચોરનેશાહુકારબેઉજન્મસંગાથીરે,બેઉચાલ્યાએકસાથે-૨
સાંજ પડીને શાહુકાર સુઇ રહયોરે (૨)
એના ધનડા ચોરાણા તેની સાથે—ના ના૦-વરીયે.
સત્સંગવિનાધ્યાનસુધરેનહીંનેરેતાળીપડેનહીએકહાથે-૨

બોલ્યા રવિદાસ ગુરૂ ભાણ પ્રતાપેરે (૨)
એ તો સદ વચન આવે સાથે—ના નાઠ-વરીયે.

૧૦૭

ઘેલાઅમેભલે થયાંરે બાઇ,મારે ઘેલામાં ગુણ લાધ્યું (ટેક)
આટલા દીવસ હરિ જાણ્યાવિનાનું મન માયામાં બાંધ્યું;
ભવસાગરમાં ભૂલાપડયાંત્યારે,મારગમળીઆમાધુ-ઘેલા.
ઘેલા તો અમે હરિના ઘેલા નિર્ગુણ કીધાં નાથે:
પૂર્વજનમની પ્રીત હતી ત્યારે, હારેઅેઝાલ્યા હાથે-ઘેલા.
ઘેલાની વાતો ઘેલા જાણે ને દુર્જનીયા શું જાણે;
જે રસ તો દેવતાને દુર્લભ, તે રસ ઘેલા માણે-ઘેલા.
ઘેલા મટી અમે ડાહ્યા ન થઇએ ને સંતના શરણા લીધા;
બાઇમીરાંકહેપ્રભુગીરધરનાગુણ,કારજસઘળાસીધા-ઘેલા.

૧૦૮

રસ અગમ અપાર સુરનર
પાર ન પામે મન વાણી વડે;
મારા વહાલાજી, જોગેશ્વર જોતાં તે કોઇને નહીં જડે.
રસ પ્રેમી જન હોય તે પામે;

જેમ જળ આવે નીચે ઠામે;
આ જગત ચઢ્યું છે અવળે વામે-રસ૦
રસ દેવકીને ઉદરે ઉદય થયો,
રસ રેળ્યો તે ગોકુળમાં ગયો;
રસ વ્રજમાં જયજયકાર થયો-રસ૦
રસ વ્યાસજીના કુંવરે ચાખ્યો,
રસ ઉત્તરા સુત પરિક્ષતે માણ્યો;
રસ બ્રહ્મ સુતાએ ઉરપર રાખ્યો-રસ૦
રસ પ્રહ્લાદે પ્રેમે પીધો,
રસ પીને ધ્રુવ અવિચળ કીધો;
રસ વ્રજ વનિતાએ વહેંચી લીધો-રસ૦
રસ પીને મીરાં મુકત થઈ,
રસ પીધો ગૌતમની નારી;
રસ કર્મ સંજોગે કુબજા પામી-રસ૦
રસ નરસિંહમહેતાએ નિશ્ચય લીધો,
રસ કમળાને કાજે કીધો;
રસ જનક સુતાએ પાઇને પીધો-રસ૦

રસ જયદેવ શુકદેવે જાણ્યો,
રસ પદ્માવતીએ પ્રમાણ્યો;
રસ દ્રુપદ સુતાએ સભામાં આણ્યો-રસ૦
રસ અજર અમરરે એવો છે,
રસ માનવીયોને મેવો છે;
રસ સૌને પીવા જેવો છે-રસ૦
રસ પીજો પીવાને ટાણે,
પછી નહીં મળે ખરચે નાણે;
રસ દુરિજન હોય તે શું જાણે ?-રસ૦
રસ રસીયા રસ રાખો જારી,
રસ પીજો રસના અધિકારી;
પ્રીતમના સ્વામીની પ્રીત ન્યારી-રસ૦

૧૦૯

લેહ લાગી મુંને તારી મોહનજી,લેહ લાગી મુંને તારી.
કામજ મુકયું ને ધામજ મુકયું (૨)
મનમાં ચાહું છું મુરારી-મોહનજી૦

ખભે છે કામળી ને હાથમાં છે વાંસળી (૨)
ગોકુળમાં ગાયો ચારી-મોહનજી૦
સોળ સહસ્ર ગોપીયોને તમેજ વરીયા (૨)
તોય તમે બાળ બ્રહ્મચારી-મોહનજી૦
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર (૨)
ચરણ કમળ બલિહારી-મોહનજી૦

૧૧૦

લેહલાગીમનેલેહલાગી,રામસીતાપતિ તમારીલેહલાગી;
પ્રભુ તમને ભજ્યાથી મારી ભીડ ભાંગી—રામ સીતા૦
ધ્રુવને લાગી પ્રહ્લાદને લાગી (૨)
મહેતા નરસિંહાની ભીડ ભાંગી—રામ સીતા૦
અજ્ઞાનની કોટડીમાં ઉંઘ ઘણી આવે (૨)
જ્ઞાનીને શબ્દે હું જાગી—રામ સીતા૦
રમણ રેતીમાં રાસ રચ્યો છે (૨)
ગોપીયોની સંગે હું મહાલી—રામ સીતા૦
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર (૨)
સત સંગતની લેહ લાગી—રામ સીતા૦

૧૧૧

મારે વરતો વિઠ્ઠલને વરવુંછેરે, હાંહાંરે મારે વરતો૦
બીજાને મારે શું કરવુંરે—મારે વરતો૦
નંદના કુંવર સાથે નેડલો બંધાણોરે હાં (૨)
મારે ધ્યાન ધણીનું ધરવું છેરે,હાંહાંરેમારેધ્યાન૦—બીજાને.
અવર પુરૂષની મારે આશા ન કરવીરે હાં (૨)
મારેછેડલોઝાલીનેફરવું છેરે,હાંહાંરે મારેછેડલો૦-બીજાને.
સંસાર સાગરમાં મોહજળ ભરીઓરે હાં (૨)
મારે તારે ભરોસે તરવું છેરે, હાંહાંરે મારે તારે૦—બીજાને.
બાઇ મીરાં કહે છે, પ્રભુ ગીરધરના ગુણ હાં (૨)
મારેરાસમંડળમાં રમવું છેરે, હાંહાંરેમારેરાસ૦—બીજાને.

૧૧૨

પ્યાસે હમારે નેના, દરશ બિના, પ્યાસેહમારેનેના (ટેક)
જા દિનસે મોહન ગયો મથુરા ( ૨ )
તા દિનસે નહીં સેના—દરશ બિના.—પ્યાસે૦

દિન ભર મોએ ભોજન ન ભાવે (૨)
નીંદ બિના બીતી રેના-દરશ બિના.—પ્યાસે૦
કુમનદાસ પ્રભુ ગોવર્ધનધર (૨)
શરદ રેન સુખ દેના—દરશ બિના.—પ્યાસે૦

૧૧૩

રોમે રોમે ચડે, રામરસ રોમે રોમે ચડે (ટેક)
પીતાં પુરણ અનુભવ પ્રગટે, અનંત નેત્ર ઉઘડે (૨)
દ્વાદશ અંગુલ ભરી પીએ તો નવી સૃષ્ટીને ઘડે-રામ૦
સુંઘે તેને સ્વરૂપ દરશે, પાછો ભવ ના પડે (૨)
આપે નિર્ભય સઘળે વર્તે, જો જીવ્હાએ અડે-રામ૦
અજર ખુમારી અદ્દભુત ભારી બ્રહ્મ વિષે જઇ ભડે (૨)
પીંડ બ્રહ્માંડની પાર રહ્યા તે હુંસ થઇ નીવડે-રામ૦
મરજીવા તે મહારસ માણે,તેથી નહીં કોઇ બડે (૨)
જન છોટમ એવા જન મળતાં, ભાગ્યભલાં ઉઘડે-રામ૦

૧૧૪

એ કહેતાં જાજો, એ મારા મહીયરની વાત
સદ્‌ગુરૂ કહેતાં જાજો. (ટેક)

એ મારા મહીયરના સાધુડાંને
જોઇએ તુલશીની માળા; (૨)
તિલક છાપ તુલશીની માળા (૨)
સોહીએ અમરા પુરવાળા—સદ્ગુરૂ.
એ ભવસાગરમાં ભય ઘણેરો
નથી ઉતર્યાનો આરો; (૨)
મારા ગુરૂને એમ જઇ કહેજો (૨)
આણાં મોકલજો ને વહેલા—સદ્ગુરૂ.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ
હરિ ચરણે ચિત્ત રાખો (૨)
સંત શબ્દને ઓળખોને (૨)
પ્રેમ તો રસ તમે ચાખો—સદ્ગુરૂ.

૧૧૫

સુરતા લાગીરે તેની ભ્રમણાઓ
ભાંગી, જેને સુરતારે લાગી.

સુરતા લાગીરે એક સંત પ્રહ્લાદને (૨)
તાતનો ત્રાસ જેણે હૃદયે નવ ધરીયો—જેને૦
નટેરે ખેલ રચ્યોરે ચોગાનમાં (૨)
દોર વિનાનું બીજું અવર નવ દેખે—જેને૦
પતંગને દીપક સાથે સ્નેહ બંધાણો (૨)
તન મન અરપી જેણે દેહ દમી છે—જેને૦
મચ્છને જળની સાથે પ્રીત બંધાણી (૨)
મરતાં લગી તેની ઇચ્છા નવ ત્યાગી—જેને૦
મરજીવા સંત જેણે મન વશ કીધા (૨)
પેસી સાગરમાં મોતી વીણીને લીધા—જેને૦
ભક્તિનો મારગ એવોરે કહીયે (૨)
પ્રીતમના સ્વામી તેના હૃદીયામાં રહેછે—જેને૦

૧૧૬

હરિ મહિમા મોટાજન જાણે, સનકાદિક શુકદેવ જોને;
અજ તનયા ઉમયાપતિ વંદે, કરે કમળાપદ સેવ જોને.

વેદ વિરંચી વ્યાસ વખાણે, અપાર લીલા એની જોને;
નાથ વિના બીજો નહિ બળિયો,જોયું ચિત્તમાં ચેતી જોને.
મારે મારૂં મનડું મોહ્યું, રસીક વરને રંગે જોને;
સદા સરવદા સુખમાં ઝીલું, સુંદર વરને સંગે જોને.
અમૃત કેરા સાગર માંહે, મગ્ન થયું મન મીન જોને;
એક નિમિષ ન્યારૂં નવ થાયે,રહયું તે રસમાં લીન જોને.
અગર ચંદનના વનમાં જઈને, ભોગી ભમરો બેઠો જોને;
ઉઠી એ અળગો નવ થાયે, સ્વાદ સુખમાં પેઠો જોને.
કમળનેનની સુંદર શોભા, નિરખું નિત્યે નીત્ય જોને;
પ્રીતમના સ્વામીની સાથે, બાંધી પુરણ પ્રીત જોને.

૧૧૭

ઓધવ ક્યારે આવશે વનમાળીરે;
થઇએ સુખીયા મોહન મુખ ભાળી—ઓધવ૦
ક્યારેમુજનેસંભારેછેકહાનરે,નીજમાતાનેકરૂણાનિધાનરે;
અમને આઠ પહોર એનું ધ્યાન—ઓધવ૦

કયારે કહેછે ગોવાળનીવાતરે,જયારે ભેલા બેસે બેઉભ્રાતરે;
અમને મળશે કે દી સાક્ષાત—ઓધવ૦

ગોપી ગોપને જમુનાનું વારીરે,ગાયોગોવરધનસુખકારીરે;
કે દી રીઝછે વ્રજને સંભારી—ઓધવ૦

મુકતાનંદના શ્યામને કાજરે, પુછે ઓધવને વ્રજનારરે;
અતિ દુઃખીયો છે વ્રજનો સમાજ—ઓધવ૦

૧૧૮

રાસ સભામાં અમે રમવાને ગ્યાતા, (૨)
પસલી ભરીને રસ પીધો, હરિનો રસ પુરણ પાયો (ટેક)

પહેલો પીયાલો મારા સદ્દગુરૂએ પાયો, (૨)
બીજે પીયાલે થઇ હું ઘેલી—હરિનો રસ૦

ત્રીજો પીયાલો મારી રોમે રોમે વ્યાપ્યો, (૨)
ચોથે પીયાલે થઈહું ઘેલી—હરિનો રસ૦

રસ બસ થઇહું રંગ રસીયાની સાથે, (૨)
વાત ન સુઝે બીજી વાટે—હરિનો રસ૦

મોટા જોગેશ્વર જેને સ્વપ્ને ન આવે, (૨)
તે મારા મંદીરીયામાં મહાલે—હરિનો રસ૦

અખંડ હેવાતણ મારા સદ્‌ગુરૂએ દીધા, (૨)
અખંડ સૌભાગી અમને કીધા—હરિનો રસ૦

ભલે મળ્યા રે મહેતા નરસિંહના સ્વામી (૨)
દાસી પરમ સુખ પામી—હરિનો રસ૦

---

## ઢોંગી ભક્ત વિષે.

### ૧૧૯

જુઠા જુઠીને ઝાલો માલા—હાંરે જુઠા૦
માલા માલા માલા રે—જુઠા૦

હાલતાં ને ચાલતાં, મણકારે મૂકે (૨)
એ જગ ધુતવાના ચાળા રે—જુઠા૦

જગતમાં ભક્તપણું જો દેખાડે (૨)
કરમ કરે છે કાળારે—જુઠા૦

વ્યાસ વલ્લભ કહે જુઠા જનમનાં (૨)
ખાશો જમના ભાલારે—જુઠા૦

૧૨૦

વૈષ્ણવ નથી થયોરે, શીદ ગુમાનમાં તું ઘુમે,

હરીજન જોઈને હૈડું નવ હરખે, દ્રવે ન હરીગુણ ગાતા (૨)
કામક્રામ ચટકી નથી ફટકી (૨), ક્રોધેલોચનરાતા-વૈ૦

તુજ સંગે કોઇ વૈષ્ણવ થાયે. તો તું વૈષ્ણવ સાચો (૨)
તારા સંગનો રંગ ન લાગે (૨) ત્યાં લગી તું કાચો-વૈ૦

પર દુઃખ દેખી હૃદય ન દાઝે, પરનિંદા નથી ડરતો (૨)
વહાલ નથી વીઠ્ઠલસું સાચું (૨), હઠે તું હું હું કરતો-વૈ૦

પરોપકારે પ્રીત ન તુજને, સ્વારથ છુટયો છે નહીં (૨)
કહેણી તેવી રહેણી ન મળે, કયાં લખ્યું એમ કહેની-વૈ૦

મન તણો ગુરૂ મન કરીશતો, સાચી વસ્તુ જડશે (ર)
દયા દુઃખકે સુખ માન પણ, સાચું કહેવું પડશે.

૧૨૧

અરે શું સમજયો વિણવથઈ, અવિદ્યાજો અળગીનવગઇ(ટેક)
જ્ઞાન વેરાગ ગમે નહીં ગાતા, રાસ કથાના રસીયા;
કામ ક્રોધમદલોભગર્વછળ, અંતરથી નવખસીયા-અરે૦
તનમનધન દારા ઘર તારૂં, બ્રહ્મ સમર્પણ કીધું;
પાપ કર્મ તો પામર જીવડે, પોતે માથે લીધું-અરે૦
હીંગ તજે પણ હરામ ન તજે, નિરખે કોઇ પરનારી;
લસણ તજે પણ લાંચ ખાયછે, ન તજે ચોરીજારી-અરે૦
જરને લોભે જુઠા સોગન; ખાતા પણ નથી બ્હીતા;
જુઠી સાક્ષી જાય પુરવા, ઝટ ઉપાડે ગીતા-અરે૦
છાપ તિલક તાણીને અંગે, મંડળીયોમાં મહાલે;
ગુપ્ત ઘાત અંતરમાં રાખી, ઘણાકના ઘર ઘાલે-અરે૦
એકાદશીનું વ્રત આચરે, ફરાળ સારૂં ફાકે;
ઉપર ચોખા અંતર મેલા, પરધન હરવા તાકે-અરે૦

એક પ્રભુને ઉરમાં ધારી, પરમારથ આચરવું;
નીતિનો મારગ ઝાલીને, ભાળી ડગલું ભરવું-અરે૦
એમ વિચારી જે જન ચાલે, ધર્મ તેહનો સાચો;
કહે છોટમ પરપંચી મારગ, જાણો સર્વે કાચો-અરે૦

---

## હીંચ વિષેના કીર્તનો.

૧૨૨

એવી મહાપદ કેરી વાતરે, સંત કોઈ જાણેરે;
જેને મળ્યા સદ્‌ગુરૂરે સુજાણ, સોઈ પીછાણેરે-એવી૦
દિન ઉગે ભુલ્યો ભવાનરે, પડ્યો કેમ જડશેરે;
આડી રેન અંધારીરે રાત, ઘણા રડવડશેરે-એવી૦
એવા તનમનને વળી ધનરે, ગુરૂજીને ધરીએરે;
એવો અવર દુજો નહીં કોઇ, ફોગટ ફેરા ફરીએરે-એવી૦

આવ્યો ભજન કરવાનો સમવાદરે, ભજન કરી તરવુંરે;
એવા કરજો સંતોના રૂડા સંગ, અસત્ય પરહરવુંરે-એવી૦
એવા સંત સ્વરૂપી ઝાઝરે, તેમાં કોઈ બેસેરે;
એવા તરી ઉતરે ભવપાર, ગેમલ એમ કહેછેરે-એવી૦

૧૨૩

હાંરે—ઓધા જાણુંરે અને તે અમે જાણીએરે;
વર રાધાજીનો તો વખાણીએરે—ઓધા૦
કંઇક જાણ્યાતા નરસિંહ નાગરેરે;
હુંડી લખીતી કોરેરે કાગળેરે—ઓધા૦
કંઇક જાણ્યા સગાળ શેઠ વાણીએરે;
કુંવર વેંધ્યો સગાવતી રાણીએરે—ઓધા૦
કંઈક જાણ્યાતા હરિશ્ચંદ્ર રાજીએરે;
સત્ય રાખ્યારે તારામતી રાણીએરે—ઓધા૦
મુરખ ખોટા કરમની કહાણીએરે;
પથ્થર નહીં ભીંજે ઉંડે પાણીએરે—ઓધા૦
ગુરૂ ગાયરે ગેમલ રસ પીજીએરે;
ગોરસ પીધા કાનુડે વર દાણીએરે—ઓધા૦

૧૨૪

સીતારામને ભજીને લ્હાવો લીજીએરે;
મુખે રામકૃષ્ણ રામકૃષ્ણ કીજીએરે—સીતારામ૦
તારો અવસર પલ પલ જાય છે રે;
તારા ઘટમાં બેઠો કાળ ખાય છે રે—સીતારામ૦
તારૂં જોબન જાશે જરા આવશે રે,
તુંને ભાણું ભોજન નહીં ભાવશેરે—સીતારામ૦
તારા વહાલા વેરી થઇ લાગશેરે;
તારી દેહ દેખીને દુર ભાગશેરે,—સીતારામ૦
કાંઇ ધર્મ કરો આડું આવશો રે;
તે તો જમના તે માર મુકાવશેરે—સીતારામ૦
સખી રામદાસ કહે નર નારનેરે;
સંત સેવો તો ઉતરો ભવપારનેરે—સીતારામ૦

૧૨૫

હાંરે મુને લહેરરે લાગી હરિના નામનીરે;
હું તો ટળીરે સંસારીઆના કામનીરે-મુને૦

ચોટ લાગી ટાળીરે કોઇની નહીં ટળેરે;
મન કોટી ભુવાને ભેળા કરેરે-મુને૦
હું તો બાવરી ફરૂં છું મારા મદમાંરે;
મારી સુરતી ગુરૂજીના પદમાંરે-મુને૦
મહામંત્ર સુણાવ્યો મારા કાનમાંરે;
હું તો સમજી ગુરૂજીની સાનમાંરે-મુને૦
મીરાં બાઇને ગુરૂરે મળ્યા વાટમાંરે;
એણે છોડી દીધેલ રાજ પાટનારે-મુને૦

૧૨૬

બેની વ્રજમાં વાતું એવી થાયછે રે;
મારો વહાલો મથુરામાં જાયછે રે-બેની૦
સર્વે વ્રજની સુંદરી ભેળી થઇ રે;
રથ રોકીને આડી ઉભી રહીરે-બેની૦
રથ જોડીને અક્રૂર આવીયારે;
તમે શા શા સમાચાર લાવીયારે-બેની૦
અમે મહેતા નરસેંહાના સાથમાંરે;
અમે છઇએ હરિ તમારા હાથમાંરે-બેની૦

૧૨૭

મથુરામાં હરિને જાવા નહીં દઉં રે;
અબળાનું મોહનજી માનો કહ્યું રે–મથુરામાં૦
જેમ કહેશો તેમ સ્થીર કરી સ્થાપશું રે;
કુબજાથી અધિક સુખ આપશું રે–મથુરામાં૦
એમ કહેતાં અમારા કહ્યા નહીં કરોરે;
અમને મારીને પછે ડગલાં ભરોરે–મથુરામાં૦
સરવે સુંદરીને સાથે તેડશું રે;
કહે ગેમલજી પછે રથ ખેડશું રે–મથુરામાં૦

૧૨૮

ધન્ય આજની ઘડી રળીયામણીરે;
મારો વહાલો પધાર્યાની વધામણી હોજીરે–આજની૦
હાંરે હુંતો મોતીડાના ચોક પુરાવતીરે;
હુંતો વહાલીડાની આરતી ઉતારતી હોજીરે–આજની૦
હાંરે અમે ગ્યાતા વાલમજીને વારણેરે;
મહેતા નરસિંહનો સ્વામી ઉભો બારણેહોજીરે–આજની૦

૧૨૯

ઓધા સીયાનેરે—એવા સીયાને હુમારોરે હાય,
મારો વહાલો એ વ્રજમાં આવે નહીંરે-ઓધા૦

ઓધા વિપ્ર હતા તે ખાટા થીયારે;
ખાટા પડીયારે, જોશીડા તારા જોષ મારો૦—ઓધા૦

ઓધા હરિજન લોક દાઝી મરેરે;
વહાલો દઇ ગયારે,બાળારેપણના બોલ-મારો૦—ઓધા૦

ઓધા ગોકુળ ગામ સોહામણાંરે;
ચોકે ચોકેરે, આહીરડાનો વાસ-મારો૦—ઓધા૦

ઓધા ઓઢવાના આભરણ ઉતારીયારે;
ઉતાર્યા રે, અંગડાના ખેશ—મારો૦—ઓધા૦

ઓધા ગાયરે ગેમલ અરજ એટલીરે;
મારી હતી રે, બાળારે પણની પ્રીત-મારો૦—ઓધા૦

---

## પ્રાર્થના વિષે.

### ૧૩૦

વિઠ્ઠલ વિશ્વાધાર, પ્રભુ તું વિઠ્ઠલ વિશ્વાધાર;
આ જગનો સરજનાર પ્રભુ તું વિઠ્ઠલ વિશ્વાધાર-પ્રભુ તું૦
બ્રહ્મ ઇંદ્રાદિક દેવતા, જેને નમે છે આજ;
તે પરમેશ્વર સર્વના, પુરો મનના કાજ-પ્રભુ તું૦
લક્ષ્મીજી પણ જેહુના, ચરણ સેવે છે નીત;
તે પ્રભુજીના પદ વિશે, ચોટી રાખજો ચિત્ત-પ્રભુ તું૦
ગૌતમ અત્રિ વસિષ્ઠથી, જેના પદ સેવાય;
એવા દેવ ભજ્યા થકી, પાપ આપણા જાય-પ્રભુ તું૦
ધ્રુવ પ્રહ્લાદિક ભક્તથી, ભજન જેહનું થાય;
પુરૂષોત્તમ સેવ્યા થકી, કોટિ યજ્ઞ ફળ થાય-પ્રભુ તું૦

### ૧૩૧

* દીનનો દયાળ છોડી કોને શરણ જાવું
કોને શરણ જાવું પ્રભુ કોને શરણ જાવું (ટેક)

માત તાત જાણી પ્રભુ ચરણ પ્રત્યે ધાવું (૨)
પામીને પ્રસાદ પૂર્ણ (૨) કૃત કૃતાર્થ થાવું,
પ્રભુ કૃતકૃતાર્થ થાવું—દીનનો૦
નીતિ ભક્તિ રૂપી પુણ્ય તીર્થમા હું નહાવું (૨)
પરમ ઈષ્ટ બ્રહ્મની હું (૨) સ્તુતિ ગુણ ગાવું,
પ્રભુ સ્તુતિ ગુણ ગાવું—દીનનો૦
પ્રભુ કૃપા નિધાનની હું પુર્ણ કૃપા ચહાવું (૨)
સંકટ સમય નાથ (૨) પલ્લવ હું સહાવું.
પ્રભુ પલ્લવ હું સહાવું—દીનનો૦
નમી નમી પરાત્પરા હું શરણ તારે આવું (૨)
પ્રેમ પુષ્પ અંજલી હું (૨) પ્રભુપદ વધાવું,
પ્રભુ, પ્રભુ પદ વધાવું—દીનનો૦

૧૩૨

* અભિવંદન બ્રહ્મ પદ હું કરૂં (૨)
પ્રભુ શરણ રહી શુભ ધ્યાન ધરૂં—અભિવંદન૦
પરમાત્મા પરમેશ તમારૂં (૨)
મંગળ નામ સદા હું સ્મરૂં—અભિવંદન૦

હૃદય વિશે વિશ્વેશ તમારી (૨)
પ્રેમળ ભક્તિ હું પૂર્ણ ભરૂં-અભિવંદન૦
દુસ્તર ભવ સિંધુથી પ્રભુની (૨)
પરમ કૃપાથી હું સત્ય તરૂં-અભિવંદન૦

૧૩૩

* અન્ય નહીં પ્રભુ ત્રાતા,
તુજ વિના. અન્ય નહીં પ્રભુ ત્રાતા.
વિનય થકી હું વિનતિ કરૂં છું (૨)
વિશ્વ તણા વિભુ ધાતા—તુજ૦
સર્વ રૂષિ મુનિ શુક સનકાદિક (૨)
તુજ મહિમા ગુણ ગાતા—તુજ૦
દીન દયાળ તુજ કરૂણા વિના (૨)
કોણ કરે સુખ શાતા—તુજ૦
આશ્રય એક તમારો ધારૂં (૨)
સુખ દુઃખના પ્રભુ જ્ઞાતા—તુજ૦
સાષ્ટાંગે હું વંદું વિભુને (૨)
પરમ પદ મંગળ દાતા—તુજ૦

૧૩૪

* શરણુ ખરૂં છે તમારૂં, પ્રભુજી મારે, શરણુ ખરૂં છે તમારૂં.
અનુગ્રહ નાથ અપાર કીધાં છે (૨)
હૃદયથકીના વિસારૂં-હાંહાંરે પ્રભુ હૃદયથકી૦-પ્રભુજી૦
પ્રતિપાલન પ્રભુ ધર્મ તમારો (૨)
સર્વ તણું કરો સારૂં-હાંહાંરે પ્રભુ સર્વ૦-પ્રભુજી૦
નિષ્કૃતિ પાપ તણી કેમ થાશે (૨)
નિંદ્ય કૃતિ જો વિચારૂં-હાંહાંરે પ્રભુ નિંદ્ય૦-પ્રભુજી૦
ભજન કરી ભગવંત અંતરમા (૨)
મંગળ ધ્યાન હું ધારૂં-હાંહાંરે પ્રભુ મંગળ૦-પ્રભુજી૦

---

## દીનતા વિષે.

૧૩૫

અપરંપાર પ્રભુ અવગુણ મોરા, માફ કરોને મુરારીરે(ટેક)
દયા ધરમની વાત ન જાણું, અધરમનો અધિકારીરે;
પાપી પૂરો જુઠા બોલો, બહુ નિરખું પરનારીરે-અપ૦

સાધુ દુભ્યા બ્રાહ્મણ દુભ્યા, ભક્ત દુભ્યા બહુ ભારીરે;
માત પિતાને બન્ને દુભ્યા, ગરીબનકું દીયોગાલીરે-અ૫૦

ભજન થાય ત્યાં નિંદ્રા આવે, પરનિંદા લાગે પ્યારીરે;
મિથ્યાસુખમાંઆનંદવરતું, બહુરહ્યું હુશીઆરરીરે અ૫૦

સંસાર સાગરમાં જળ ભરીયો, ચો દિશ ભરીયો ભારીરે;
તુલસીદાસગરીબનકીવિનતિ, અબતોલીયોનેઉગારીરે અ૦

૧૩૬

* અપરાધો અમારા પ્રભુ મહા ઘણા રે (૨)
કૃપાસિંધુ તમે ક્ષમા કરો અપરાધ—અપરાધો૦
દોષ જોઇ નહીં રોષ કરો છો, (૨)
દયા નિધિ દયામાં નથી કાંઈ મણારે—કૃપાસિંધુ૦
અભિલાષા રાખીયે તમારી (૨)
અન્ય આશ્રય નથી, પ્રભુ તુજ વિનારે—કૃપાસિંધુ૦
અનુગ્રહ સ્મરિ અભિવંદન કરિયે, (૨)
તુજ ચરણ પ્રત્યે, સત ચિદ ઘનારે—કૃપાસિંધુ૦

૧૩૭

*અપરાધક્ષમાકરો મારો,પ્રભુઅપરાધ ક્ષમાકરો મારો.
નિંદિતકર્મો જે મેં કીધા (૨)તે પ્રભુસર્વે નિવારો-પ્રભુ૦
શરણેરહીપ્રભુચરણેવંદું (૨)ભવજલ પાર ઉતારો-પ્રભુ૦
દાસ તણું રક્ષણ કરવાને(૨)છે પ્રભુ ધર્મ તમારો-પ્રભુ૦
કર જોડીનેવિનતિકરૂં છું (૨)સંકટ સર્વે નિવારો-પ્રભુ૦

૧૩૮

મારી ગતિ કેમ કરશો જદુનાથ (૨)
કેમ કરશો જદુનાથ—મારી૦
માયા મદના કેફમાંરે, ભુલ્યો તમારૂં નામ (૨)
માતાજીના ઉદરમાંરે કાંઇ, વચન દીધું તમ હાથ—મારી
હું જુઠો મારી કાયા જુઠી, તન મન જુઠું જાણ (૨)
તમારી કૃપા થકી રે કાંઇ, તૃણમાં મેરૂ થાય—મારી૦
એક આશરો તમ તણો, બીજાની નહીં આશ (૨)
જાદવદાસના દાસની રે પ્રભુ, લાજ તમારે હાથ—મારી૦

૧૩૯

શ્રી વલ્લભ વિઠ્ઠલ શ્રીજી સ્વામી શામળીઆ વાલા;
સઘળું સમજો છો અંતરજામી નંદલાલા.

ભય તો લાગે છે મુજને ભારી શામળીઆ વાલા;
અંતકાળે શી વલે થાશે મારી નંદલાલા.

સેવા સ્મરણ ના ભાવે કીધું શામળીઆ વાલા;
રંક સાધુને દુઃખ દીધું નંદલાલા.

હીણો શાસ્ત્રીય સહુ ધર્મે શામળીઆ વાલા;
પરીપુરણ શું હું કર્મે નંદલાલા.

સૌ જાણે છે ભક્ત સાચો શામળીઆ વાલા;
પાખંડી પુરાતનથી કાચો નંદલાલા.

બાંહ્ય ગ્રહ્યાની લાજ ધરજો શામળીઆ વાલા;
પીડા ન પામું એવું કરજો નંદલાલા.

સન્મુખ લોચનમાં આવી રહેજો શામળીઆ વાલા;
દોષ ન જોશો દરશન દેજો નંદલાલા.

શ્રી મુખ બોલ્યા તે સાચું કરજો શામળીઆ વાલા;
દુઃખ દયાના સર્વે હરજો નંદલાલા.

૧૪૦

ચાકર રાખોજીરે અમને ચાકર રાખોજી,
શામળીયા ગિરધારી લાલ, ચાકર રાખોજી;
હજુરી ચાકર રહેશુંજી (૨)
મોહન મોરલીવાળા બાપ, ચાકર રહેશુંજી.
ચાકરીમાં સમરણ માગું, દર્શન માગું ખર્ચી;
ભાવ ભકિત ઝાઝેરી માગું, ચાર વાતો સરખી-અમને૦
જપ કરવાને બ્રાહ્મણ સર્જ્યા, તપ કરવા સંન્યાસી;
ભજન કરવા સંત સર્જ્યા, વૃંદાવનના વાસી-અમને૦
રાઠોડા ઘેર દીકરી ને રાણાજી ઘેર નાર;
શામળીયા તારેકારણે, મેં તો છોડિદીધો સંસાર-અમને૦
ચાકર રહેશું ને બાગબનાવશું ને નિત્ય નિત્યસેવા કરશું;
બાઇમીરાંકહેગિરધારીલાલ, રાધેગોવિંદ ગાશું-અમને૦

## કૃપા વિષે.

૧૪૧

* કૃપા વિના પ્રભુજી કેમ કાર્ય સરે રે;
કેમ કાર્ય સરે રે, કેમ કાર્ય સરે રે—કૃપા૦
અવલંબન આધાર તમારો (૨)
તમ વિના અમારા કષ્ટ કોણ હરેરે—કષ્ટ૦કૃપા૦
જગત તણું રક્ષણ કરવાને (૨)
પ્રભુ પ્રતિજ્ઞા તમારી, કદી નવ ફરેરે-કદી૦-કૃપા૦
શરણ તમારૂં ગ્રહણ કીધું છે (૨)
ભવસિંધુ થકી, તે તો સત્ય તરેરે-તે તો૦-કૃપા૦.

૧૪૨

કૃપા કરો કીરતાર, અમો પર કૃપા કરો કીરતાર;
હે પ્રભુ જગદાધાર, અમો પર કૃપા કરો કીરતાર.
તારી કૃપા વિના પ્રભુ, અમથી કાંઇ ન થાય (૨)
પણ જો તું જ કૃપા કરે, તો રંક બની જાય રાય-અમો૦

સાચા સેવક તાહરા, કદી ન થાય નિરાશ (૨)
એમ અમો મન માનીએ, તુજ દાસોના દાસ–અમો૦
કર જોડી જન સૌ અમે, નામીએ તુજને શીશ (૨)
જાદવ માગે એટલું, હે જુગના જગદીશ–અમો૦

## ઈશ્વરના વખાણ વિષે.

૧૪૩

તમે સર્વ સંસાર વિસ્તાર કીધો,
તમે સર્વ ને સુખનો સાથ દીધો;
તમે વિશ્વ વિશ્રામના ઠામ જેવા,
દયાળુ તમોને નમું દેવદેવા.
તમે પૃથ્વી સાથે સજ્યા સર્વ પ્રાણી,
તમે વેદ વિદ્યા વિશેષે વખાણી;
તમે માણસોને દીધા મીષ્ટ મેવા,
દયાળુ તમોને નમું દેવદેવા.
તમારા ગુણો શેષ મહેશ ગાવે,
તમારા પુરા પાડનો પાર ન આવે;

તમે છો ત્રિલોકી તણા તાત જેવા,
દયાળુ તમોને નમું દેવદેવા.
ભજે શેષને શારદા ચંદ્ર ઇંદ્ર,
ભજે આપને નિત્ય મોટા મુનીંદ્ર;
સદાશિવ જેવા સજે નિત્ય સેવા,
દયાળુ તમોને નમું દેવદેવા.

( ક. દ. ડા. )

## ૧૪૪

પ્રભુ છો મંગળકારીરે, મહેશ્વર ભવભય હારી (ટેક)
બ્રહ્મ સચ્ચિદ્ઘન મુક્તિ પ્રદાતા, સકળ સૃષ્ટિના ભૂપ,
એક અખંડ ચરાચરસ્વામી, અનુપમ શાંતસ્વરૂપ-પ્રભુ૦
જયજયજયજયજય જગદીશ્વર, જય પ્રભુ કરૂણા નિધાન,
જય પરબ્રહ્મ પરેશ્વર દાતા, જય શુદ્ધ શક્તિમાન-પ્રભુ૦
સૃષ્ટ વસ્તુથી ભિન્ન છતાં છો, અંતર્યામી ઈશ,
શુદ્ધ ભક્તિમાંલીનકરીલો, એજ માગું જગદીશ-પ્રભુ૦

શરણપણું તારૂં ગ્રહણ કીધું છે, રાખી મને વિશ્વાસ,
ચરણપ્રત્યે પ્રભુ રાખો અમોને જાણી પોતાનોદાસ-પ્રભુ૦

( પ્રભુપ્રાર્થનાસંગ્રહમાંથી )

૧૪૫

સર્વે ગુણ સંપન્ન સ્વામીરે, સ્તવુંતુંને અંતર્યામી (ટેક)
જય જગત્રાતા વિશ્વવિધાતા, સદ્દગુણ દાતા મહેશ (૨)
મહામુનીશ્વર તુજ ગુણ ગણતાં, પારન પામ્યાલેશ-સર્વે૦
એક અજાત આદ્વિતીય તમે છો, પુરણ બ્રહ્મ પરેશ (૨)
અદ્દભુત તારી કૃતીયો જણાયે, વિશ્વ વિશે વિશ્વેશ-સર્વે૦
ઓ પ્રભુ તારી પ્રભુતા મોટી વાણીથી નવ વર્ણાય (૨)
પરમ કૃપાળુ પરમ પ્રેમાળુ, પરમ ન્યાયીછોસદાય-સર્વે૦
નમી નમીને પ્રેમ થકી હું, વિનવું જોડી હાથ (૨)
મોક્ષ ગતિમનેઆપોપ્રભુજી, શરણે આવ્યોછું નાથ-સર્વે૦

( પ્રભુપ્રાર્થનાસંગ્રહમાંથી. )

૧૪૬

જય જગપાળ દયાળ હરિ તું (૨)
અમને સુમતિ દે કરૂણા કરી તું જય૦
જેથી અમે તારૂં ચિંતવન રોજે (૨)
કરીયે ઉલટથી મગન રહી મોજે-જય૦
સુરજ ચંદ્ર ગગનના તારા (૨)
અદભુત એ છે ચમત્કાર તારા-જય૦
ભોગવીએ સુખ અહીં તુજ નામે (૨)
ઠરીએ નીરાંતે પછી સ્વર્ગધામે-જય૦

૧૪૭

જય જય જગતકર્તાર ભવ ભર્તાર તું ભગવંત છે;
અત્યંત તું શ્રીમંતને ઐશ્વર્યવંત અનંત છે.
તું તારનાર ઉગારનાર નિવારનાર અનીષ્ટનું;
તું સ્થાપનાર ઉથાપનાર તું આપનાર અભીષ્ટનું.
તું સકળ સ્વામી અમળ નામી ધામી અવિચળ ધામનો;
શશી સૂર્ય શૈલ સમુદ્ર સૌ સ્રજનાર તુંજ તમામનો.

પ્રભુ તુજ ચરિત્ર વિચિત્ર ચિત્રજ ચિત્ર જગત પવિત્ર છે;
ક્ષુની વાયુ વારી પ્રવાહિની દશ દીશ તુજ વાજીંત્ર છે.
તું તૃણ તણો પર્વત કરે પર્વત તણું તૃણ તું કરે;
સ્મરતાંજ સત્ય સહાય થઈ તું હદ વિના હરકત હરે.
તુજ અકળમાયા સકળસ્થળ પ્રભુ પ્રબળ બળછે તુજતણું;
ઘટઘટતણી ઘડી સુઘડ ઘટના ઘટિત કાર્ય કર્યું ઘણું.
ભવભીતનો ભય ભાંગીને ભવસુખ ભરે ભગવાનનું;
ગુણગાન સુણીને કાનથી દેછે અમરપદ દાનનું.
પ્રભુ ગરીબના પોકાર તું સુણનાર સત્ય સમર્થ છે;
બકવાદ તુજ જશ બાદ વાદ વિવાદ સઘળા વ્યર્થ છે.
તું એક ઇશ હરેક જનનો નામ ભિન્ન અનેક છે;
તું સર્વની અરજી સુણે છે નિયમ તારો નેક છે.

( ક. દ. ડા. )

૧૪૮

પ્રભુ દીનદયાળુ પરમકૃપાળુ કરૂણાળુ કૃપાનાથ;
એછેરાજાનોરાજામહોટોમહારાજા, સ્વર્ગનારાજાની સાથ.

નથી અન્ય કોઇએવો બીજોઆજેવોસેવોજેથીજાય દુ:ખ;
તમે તેને તજીને બીજો ભજીને શું સજી લેશો સુખ.
એણે પશુને સરજ્યાં પક્ષિને સરજ્યાં વન ફળનેફુલઝાડ;
એણેસુરજસરજ્યાંચંદ્રનેસરજ્યાંપાણીસરજ્યાં અને પહાડ
એના શુકસનકાદિક નારદને વળી શારદ ગાય છે ગીત;
એને શેષ મહેશ સુરેશ ગણેશજ દિન રટેછે નીત.
રૂષિ સહસ્રઅઠયાસી સિદ્ધચોરાશીશાસ્ત્ર તપાસીનેજોય;
તોએ દાનવ દેવ કે ગાંધર્વમાં એ-ી ઉત્તમ દીઠો ન કોય.

૧૮૯

દયાળુ જગ સર્જનહાર રે, દીનાનાં દુ:ખહરનાર રે (ટેક)
તું કારક પ્રતિપાળક તારક, નિર્મળ નિત્ય ઉદાર;
ક્ષમાકૃપારૂપનેત્રેનિહાળીને હીણઅધર્મીને ઉદ્ધારરે દયાળુ.
ક્ષુદ્ર વિષયના ક્ષણિક સુખસારૂ કીધાં છળ કપટ નિરધાર;
સ્વાર્થેસંતાપ્યાસાધુસુશીલજન,તે અપરાધ નવારરે-દયાળુ.
અંતસમયમનેઅન્યનસુઝે પ્રભુ,તુજવિણ કોણ સુખકાર;
કુટિલકુછંદીનેસુમાર્ગેસુઝાડીભવસાગરપારઉતારરે-દયાળુ.

૧૫૦

* પ્રભુ સર્વ શક્તિમાન, કરૂણા કૃપાનિધાન
ધરીયે તમારૂં ધ્યાન સન્નિધ પધારો;
ભગવત તું સમાન, નથી કોઇ બળવાન
સંકટ સેવક તણાં સઘળાં નિવારો—પ્રભુ સર્વ૦
અનુગ્રહ ઉપકાર, કરો તમે વારંવાર
ચિત્તથી તમારા પ્રભુ કદી ના વિસારો;
કીધા બહુ અપરાધ ક્ષમા કરો વિશ્વનાથ
વિભુ માત તાત તમે કરૂણા વિસ્તારો—પ્રભુ સર્વ૦

૧૫૧

* મંગળ છે નામ તારૂં, મંગળ છે ધામ તારૂં
મંગળ છે કામ તારૂં, ત્રિભોવન નાથ તું;
તુજ પદ છે વરદ, કૃત કર્મ ફળ પ્રદ
અવ્યક્ત અખંડ એક અકળ અગાધ તું—મંગળ૦
એવો તું પ્રભુ મહાન, સઘળે વિરાજમાન
જાણી લે બધી અમારી, અંતરની વાત તું;

અવગુણ છે અગાધ, ગણના ન થાય નાથ
તરવું છે તારે હાથ પ્રભુ માત તાત તું-મંગળ.

૧૫૨

પરબ્રહ્મ અનંત અપારા, કેમ વર્ણવું હું ગુણ તારા (ટેક)
પ્રભુ શીશ ધરૂં તુજ ચરણે, મને રાખો સ્વામી શરણે;
છો આતમના આધારા, કેમ વર્ણવું હું ગુણ તારા.
પ્રભુ પ્રાણીના દુઃખ કાપો, સદ્‌બુધ્ધી સૌને આપો;
વાહ સૃષ્ટિના કરનારા, કેમ વર્ણવું હું ગુણ તારા.
સહુ પ્રાણીના છો ત્રાતા, અને તાત માતાને ભ્રાતા;
દીન દાસ છીએ સૌ તમારા, કેમ વર્ણવું હું ગુણ તારા.
તમે સ્થાવર જંગમ ધાતા, છો શાંત તણારે પ્રદાતા;
છે પાડ અપાર તમારા, કેમ વર્ણવું હું ગુણ તારા.
તમે નિર્વિકાર નિરંજન, કરો ભકત તણા દુઃખ ભંજન
છો સૃષ્ટ વસ્તુથી ન્યારી, કેમ વર્ણવું હું ગુણ તારા.
નથી વર્ણનશકિત મુજને, નથી વર્ણવી શકતો તુજને;
છો પૂરણ બ્રહ્મ અપારા, કેમ વર્ણવું હું ગુણ તારા.

હું છું દીન સેવક તમારો, કરશો કરૂણાથી નિસ્તારો;
છો પ્રાણી પાલનહારા, કેમ વર્ણવું હું ગુણ તારા.
તુજ સરખો સૃષ્ટીમાં ન કોયે, તો ઉત્તમ ક્યાંથી હોયે;
હે ત્રિલોક સરજનહારા, કેમ વર્ણવું હું ગુણ તારા.
(પ્રભુપ્રાર્થનાસંગ્રહમાંથી)

૧૫૩

તમે પુર્ણ પ્રભુ છો અપારા, કીધા અદ્ભુત કાર્યો સારાં (ટેક)
પ્રભુ ધ્યાન ધરૂં તુજ ચરણે, મને રાખો સ્વામી શરણે;
તમે વિશ્વતણા રચનારા, કીધા અદ્ભુત કાર્યો સારાં.
કીધાં અખિલભુવન સંસારા, વળી સુર્ય શશીને તારા;
તે તો તેજ તણાં અંબારા. કીધાં અદ્ભુત કાર્યો સારાં.
ગતિ ગહન પ્રભુજી તમારી, તમાં મ ત ન પોંચે અમારી;
તમે શાંતિ અને સુખકારા, કીધાં અદ્ભુત કાર્યો સારાં.
પ્રભુ દાસ જાણી દુઃખ કાપો, શુદ્ધ ભક્તિ તમારી આપો;
નીતિભક્તિદો સ્વામી અમારા, કીધાં અદ્ભુત કાર્યો સારાં.
તારે આધીન છે જગતંત્ર, તમેજ એકજ છો સ્વતંત્ર;
છે પ્રૌઢ પ્રતાપ તમારા, કીધાં અદ્ભુત કાર્યો સારાં.

પ્રભુ પાપ કીધાં મેં અમાપો, પ્રભું કષ્ટ કૃપાથી કાપો;
ધન્ય ધન્ય છો જગકરનારા, કીધાં અદ્ભુત કાર્યો સારાં.
પ્રભુ અગણીત છે ઉપકારો, માનું સત્ય આધાર તમારો;
તમે પ્રાણીના હિતકારા, કીધાં અદ્ભુત કાર્યો સારાં.
( પ્રભુપ્રાર્થનાસંગ્રહમાંથી )

૧૫૪

છો અજર અમરઅવિકારા, પ્રભુ પ્રાણીના પ્રતિપાળા(ટેક)
નિરાકાર નિરંજન સ્વામી, તુજ ચરણે રહુ શીશ નામી;
છે પાડ અગાધ તમારા, પ્રભૂ પ્રાણીના આધારા.
મને આજ સુધી સુખ આપ્યું,વળી દેવ તમે દુઃખ કાપ્યું;
જેથી રોજ સ્મરૂં ઉપકારા, પ્રભૂ પ્રાણીના આધારા.
તમે શુદ્ધ સતો ગુણ ધાતા, છો પુરણ બ્રહ્મ સાક્ષાતા;
ગુણ સંપન્ન છો અવિકારા, પ્રભૂ પ્રાણીના આધારા.
અહો દેવ અદ્વિતીય અજાતા, તમે વિશ્વતણા છો ત્રાતા;
છો પુરણ પુજ્ય અમારા, પ્રભૂ પ્રાણીના આધારા.
નથી અન્ય આધાર અમારો,એવા ધાટ મને છે વિચારો;
તમે સર્વ તણા સુખ કારા, પ્રભૂ પ્રાણીના આધારા.

પરબ્રહ્મ સદા સુખશાતા, તુજ શુભ ગુણ મુનિજન ગાતા;
તોય પાર ન પામ્યા અપારા, પ્રભુ પ્રાણીના આધારા.
પ્રભુઅલ્પપ્રાણીછું બિચારો, મારી દીનવાણીઆસ્વિકારો;
શાંતિ જગમાં વ્યાપો જગધારા, પ્રભુ પ્રાણીના આધારા.
( પ્રભુપ્રાર્થનાસંગ્રહમાંથી )

૧૫૫

અહો વિશ્વપતિ પરમાત્મન, જગદીશ્વર હે જગદાત્મન;
સુણો નમ્ર વિનંતિ અમારી, પ્રભુ ચાહું કૃપા હું તમારી.
કૃપાવારિ વહેછે નિરંતર, જેમાં લેશ ન આવે અંતર;
જપે ભક્તસકળ ગુણધારી, પ્રભુ ચાહું કૃપા હું તમારી.
નિત્ય માનું બહુ ઉપકારો, અપરાધ ક્ષમા કરો મારો;
તમે આનંદઘન સુખકારી, પ્રભુ ચાહું કૃપા હું તમારી.
સ્તુતિ પ્રાર્થન નિત્યે ગાઇએ, તવ ચર્ણ સમીપે ધ્યાઇએ;
હે અમૃતના અધિકારી, પ્રભુ ચાહું કૃપા હું તમારી.
આશીર્વાદ અમોને આપો, જેથી થાય નિકંદન પાપો;
કરો નિર્મળ વૃત્તિ અમારી, પ્રભુ ચાહું કૃપા હું તમારી.
( પ્રભુપ્રાર્થનાસંગ્રહમાંથી )

૧૫૬

નમસ્તે નમસ્તે નમસ્તે પ્રભુજી,
નમસ્તે નમસ્તે અખંડા વિભુજી;
નમસ્તે નમસ્તે સદા કષ્ટ હારી,
નમસ્તે નમસ્તે પ્રભુ નિર્વીકારી.
નમસ્તે નમસ્તે પ્રભુ દીન બંધુ,
નમસ્તે નમસ્તે મહા જ્ઞાનસિંધુ;
નમસ્તે નમસ્તે પ્રભુ દીન દાતા,
નમસ્તે નમસ્તે ચિદાનંદ ધાતા.
નમસ્તે નમસ્તે વિભુ વિશ્વકર્તા,
નમસ્તે નમસ્તે સદા સૃષ્ટિ ભર્તા;
નમસ્તે નમસ્તે નિરાકાર દેવ,
નમસ્તે નમસ્તે પ્રભુ એકમેવ.
નમસ્તે નમસ્તે વિભુ વિશ્વ પાળા,
નમસ્તે નમસ્તે દયાલા કૃપાળા;
નમસ્તે નમસ્તે અનાદ્યંત દેવા,
નમસ્તે નમસ્તે વિભુ ઇષ્ટ દેવા.

નમસ્તે નમસ્તે કૃપાનાથ ત્રાતા,
નમસ્તે નમસ્તે વિભુ હે અજાતા;
નમસ્તે નમસ્તે વિભુ વિશ્વ ભુપા,
નમસ્તે નમસ્તે સદા શાંત રૂપા.

( પ્રભુપ્રાર્થનાસંગ્રહમાંથી )

## આરતી.

### ૧૫૭

જયદેવ જયદેવ,
જય જય જગકર્તા, પ્રભુ જય જય જગ કર્તા;
ભગવત તું ભવભર્તા ( ૨ ) દુરકત સંહર્તા—જય૦
પુરણ પરમ પરાક્રમી, પ્રભુ વિભુ પરમાત્મા—પ્રભુ પ્રભુ૦
સકળ કળાધર શ્રીમત ( ૨ ) ધીમત ધરમાત્મા—જય૦
તું સચરાચર સ્વામી, બળવંત બહુનામી—પ્રભુ બળ૦
વિમળ મંડળ વિશ્રામી (૨) ધન્ય અચળધામા-જય૦
તત્વ સકળ ગુણ તારા, સર્વ થકી સારા-પ્રભુ સર્વ૦
અંતર્યામી હમારા ( ૨ ) પ્રાણથકી પ્યારા-જય૦

કરૂણા કર ઉપકારી, ધર્મ બિરદ ધારી-પ્રભુ ધર્મ૦
તેં ભવપાર ઉતારી (૨) અગણીત નરનારી-જય૦
તુજ મહિમા બહુ મોટો, શુભ તારી શકિત-પ્રભુ શુભ૦
સુરનર મુનિવર માગે(૨) ભલી તારી ભકિત-જય૦
હે હરિ ! હરકત હરજો, કરૂણા ઘણી કરજો-પ્રભુ કરૂણા૦
અભય કરણ આદરજો,(૨) ઉરઅરજી ધરજો-જયદેવ૦

( ક. દ. ડા. )

## જીવને છેલ્લી શીખામણ.

૧૫૮

સો બાતનકી એકજ બાત,
હરિ હરિ સમરો દિનને રાત.
હરિ હરિ હરિ સમરો સબ કોય;
હરિ સુમરેસેં સબ કછુ હોય.
હરિ હરિ સમરો દિનને રાત,
હરિ હરિ સમરો ઉઠી પ્રભાત;
હરિ બિના સબ જુઠી બાત,
સો બાતનકી એકજ બાત.

૧૫૯

હવે કહેવું જોઇએ તે તો કહીએરે-સજ્જનો સાંભળોરે.
છેલ્લે છેલ્લી શીખામણ દઇએરે-સજ્જનો સાંભળોરે.
રૂડા નીતિનાં નેમથી રહેજો રે-સજ્જનો સાંભળોરે.
મુખે રામકૃષ્ણ રામકૃષ્ણ કહેજો રે-સજ્જનો સાંભળોરે.
હરીએ દીધું હોયે તેણે દેવું રે-સજ્જનો સાંભળોરે.
પાપ કર્મોથી દૂર સદા રહેવું રે-સજ્જનો સાંભળોરે.
નામ હરીના છે શાસ્ત્રમાં હજારોરે-સજ્જનો સાંભળોરે.
તેમાં તમને ગમે તે તમારોરે-સજ્જનો સાંભળોરે.
તમને ગમે તેને ગુરૂ કરજોરે-સજ્જનો સાંભળોરે.
ભેટ ભાસે તીયાં જઇ ધરજોરે-સજ્જનો સાંભળોરે.
રૂડા લાગે તે ધર્મ તમે ધારોરે-સજ્જનો સાંભળોરે.
કરવોસત્સંગ સિધ્ધાંત એ અમારોરે-સજ્જનો સાંભળોરે.
થાય સત્સંગ તો વાત છે સારીરે-સજ્જનો સાંભળોરે.
કહે જાદવ છે અરજ આ અમારીરે-સજ્જનો સાંભળોરે.

---

## શાન્તિ વિષે,

૧૬૦

*શાંતિ શાંતિ શાંતિ પ્રભુ, શાંતિ સદા આપો (ટેક)
પરમ કૃપા કરી કૃપાળ, ક્લેશ કષ્ટ કાપો—શાંતિ૦
શરણ આવી વિશ્વનાથ (૨) વંદન કરી જોડી હાથ;
સર્વ જપે ભક્ત સાથ, શાન્તિ સુખ આપો-શાન્તિ૦
કરૂણામય દ્રષ્ટિ કરો (૨) હૃદય તિમિર સર્વે હરો;
મનવાંછિત અર્થ પુરો, સુણી તમે વિલાપો-શાન્તિ૦
જપી તારૂં પુણ્ય નામ (૨) કરીએ તમને પ્રણામ;
સત્ય શુદ્ધ ધર્મ સકળ દેશ વિશે સ્થાપો-શાન્તિ૦

## સૌનું ભલું ઇચ્છવા વિષે.

૧૬૧

દુનીયાના દુઃખ નિવારો રાજ, દયા કરોને હવે દીનબંધુ.
જન પામ્યા છે પીડા પાકી (૨)
બનવાની ન રહી બાકી રાજ-દયા કરો૦

આ સંકટ તો નથી સહેવાતું (૨)
નજરે જોયું નથી જાતું રાજ—દયા કરો૦

ઓ ઇશ્વર છો તમે ઇનસાફી (૨)
મહારાજ કરો હવે માફી રાજ—દયા કરો૦

સૌ પામ્યા છે શિક્ષા પુરી (૨)
તેમાં જોતાં નથી અધુરી રાજ—દયા કરો૦

ફરીથી મનમાં કોઇ નહી ફુલે (૨)
ભવમાં આ દુઃખ નહીં ભુલે રાજ—દયા કરો૦

સુખ પામો સૌ ગામો ગામે (૨)
દીધી આશીષ દલપતરામે રાજ—દયા કરો૦.

૧૬૨

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ,
સૌનું કરો કલ્યાણ (ટેક.)

નરનારી પશુ પક્ષીની સાથે,
જીવ જંતુનું તમામ-દયાળુ.

જગના વાસીઓ સૌ સુખ ભોગવે,
આનંદે રહી આઠો જામ–દયાળુ.
દુનિયાંમાં દરદ દુકાળ પડે નહીં,
લડે નહીં કોઇ ગામ–દયાળુ.
સર્વે જગે સુખકારી વધેને,
વળી વધે ધનધાન્ય–દયાળુ.
કોઇ કોઇનું બુરૂં નવ ઇચ્છે,
સૌનું ઇચ્છે સૌ સમાન–દયાળુ.
પોત પોતાના ધર્મ પ્રમાણે,
સર્વ ભજે ભગવાન–દયાળુ.



## શ્રી ભગવાનના નામની ધુનો.

(૧) * રામકૃષ્ણ ગોવિંદ વાસુદેવ ગોવિંદ—

(૨) જય રાધે કૃષ્ણ, જય રાધે કૃષ્ણ—

(૩) રઘુપતિ રાઘવરાજારામ, પતિતપાવન સીતારામ.

(૪) જય કૃષ્ણ કૃષ્ણ, જય કૃષ્ણ કૃષ્ણ—

(૫) હરે રામ હરે રામ, રામ હરે હરે
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે—

(૬) વિઠ્ઠલ રૂખમાઇ, વિઠ્ઠલ રૂખમાઇ શ્યામળા—

(૭) પ્રલ્હાદ ભણે, રામા કૃષ્ણા ગોવિંદા (૨)
સબ સંત ભણે, નરહર વિઠ્ઠલ ગોવિંદા—

(૮) હરીરે રામ રામરામ, સીતા હરી રામરામરામ—

(૯) જયજયરામચંદ્ર રઘુવીર, સીતારામચંદ્ર રઘુવીર

(૧૦) રાધે કૃષ્ણ પ્રભુ કુંજ બિહારી
મોરલીધર ગોવર્ધન ધારી—

---

* દરેક ધુન વારંવાર બોલવાની છે.

(૧૧) જય જય યશોદાનંદનકી (૨)
દશરથસુત આનંદ કંદનકી—

(૧૨) જય જય ગોવર્ધનધારી, મુકુન્દ માધવ ગિરિધારી

(૧૩) રામા કૃષ્ણા ગોવિંદ ગોપાળ હરે (૨)
ગોપાળ હરે, ગોપાળ હરે—

(૧૪) નરહરિ નંદલાલ, ભજો ગોવિંદ ગોપાળ;
ગોવિંદ ગોપાળ, ગોવિંદ ગોપાળ—

(૧૫) હરિ નારાયણ ગુરૂ નારાયણ—

(૧૬) રામચંદ્ર રઘુવીર જય જય રામચંદ્ર રઘુવીર—

(૧૭) હરિ નારાયણ હરિ, હરિ નારાયણ હરિ
હરિ નારાયણ, હરિ નારાયણ, નારાયણ હરિ
હરિ નારાયણ હરિ, હરિ નારાયણ હરિ—

(૧૮) હરિ હરિ નારાયણ હરિ—

(૧૯) શ્રી મન્નારાયણ નારાયણ નારાયણ—

(૨૧) રણછોડરંગી, મારા જનમો જનમના સંગી
રણછોડ રાયા, મુને લાગી તમારી માયા
રણછોડ રસીયા, મારા હૃદયકમળમાં વસીયાં—

(૨૧) તેરી બન જાયગી, તેરી તો બન જાયેગી,
તેરી બન જાયગી, ગોવિંદ ગુન ગાયસે.

(૨૨) હરી મોટા હરી મોટા, સૌથી હરી મોટાહરીમોટા,
બાકી સર્વ ગપોટા, સૌથી હરી મોટા હરી મોટા

(૨૩) સચ્ચા સચ્ચા હે નામ તેરા હરી વિઠુલા,
હરી વિઠુલા, પ્રભુ વિઠુલા—

(૨૪) હમારા રામધની હયજી, હમારે કયા કમી હયજી—

(૨૫) હમરી રામ રામ સબસે, હમરી રામ સબસે,
હમસે તુમસે ગુરૂગોવિંદસે, સાધુભગત સંતોસે.

---

## છેલ્લી સ્તુતિ.

* તમે છો પ્રભુ અન્નદાતા અમારા,
તમે છો પ્રભુ સર્વથી શ્રેષ્ઠ સારા;
તમે છો અમારા પ્રભુ માઇ બાપ,
અમે દંડવત્ વંદીએ વિશ્વનાથ.

તમારી સ્તુતી વેદશાસ્ત્રે વખાણી,
વિરામી મુનીઓ તણી વૃત્તિ વાણી;
જગાધીશ તારા ગુણો છે અમાપ,
અમે દંડવત્ વંદીએ વિશ્વનાથ.



# ભજનસાગરનું સાંકળીયું.

**ભકત વિષે.**



**કીર્તનો.**



**પ્રાર્થના વિષે.**



**દીનતા વિષે.**



**કૃપા વિષે.**